શ્રી જૈનધર્મના તત્વજ્ઞાન પ્રવેશરૂપ.

# આત્મપ્રકાશ.

સંશોધન કર્તા.

ગોંડળસંપ્રદાયના મુનિમહારાજશ્રીજાદવજી સ્વામિ.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

શાહ. તળસીભાઇ ઝુમચન્દભાઇ મોદી.

પાલણપુર

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦.

વિક્રમાબ્ધ ૧૯૬૮ — શ્રી વીર સંવત ૨૪૩૮

અમદાવાદ-સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

કિંમત (ભેટ).

અમૂલ્ય—સદુપયોગ.

શ્રી જૈનધર્મના તત્વજ્ઞાન પ્રવેશ રૂપ.

# આત્મપ્રકાશ.

સંશોધન કર્તા.

ગોંડળ સંપ્રદાયના મુનિમહારાજ શ્રીજાદવજીસ્વામિ.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

શાહ. તળસીભાઈ ઝુમચન્દભાઈ મોદી.

પાલણપુર.


પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦.

વિક્રમાબ્ધ ૧૯૬૮ — શ્રી વીર સંવત્ ૨૪૩૮

અમદાવાદ-સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

કિંમત:( ફ્રી ).

અમૂલ્ય—સદુપયોગ.

# અર્પણ પત્રિકા.

ગુણ ભંડાર, દયાનિધી ભક્તવત્સલ ક્રિયાપાત્ર પરમપૂજ્ય વિદ્વાન્ મહાત્મા મુનીશ્રી ૧૦૮ શ્રી જાદવજી સ્વામીની સેવામાં.

લીઃ આપના દાસાનુદાસ મોદી તળસી ઝુમચંદનું સવિનય અભિવંદન અંગીકાર કરશોજી, વિશેષ નમ્ર વિજ્ઞપ્તિ કે ગયા વર્ષનું ચાતુર્માસ આપ સાહેબને અન્ય ક્ષેત્ર કરવા વિચાર હોવા છતાં અમારા પાલણપુર લોંકાગચ્છ સ્થાનક માર્ગી સંઘની અરજને ધ્યાનમાં લઇ આપ સાહેબે અત્રે શિષ્યો સાથે ચોમાસું કરી પાલણપુરને પવિત્ર કર્યું છે, જેને માટે સમસ્ત સંઘ તરફથી ઉપકાર માનું છું. આપના સમયમાં અત્રે ધર્મ વિશેષ ઉદ્યોત થયો છે, આપ સાહેબે તથા આપના શિષ્ય મુની શ્રી ૧૦૮ શ્રી પુરૂષોત્તમજી સ્વામીએ આ જૈનતત્વ પ્રવેશ રૂપ “ આત્મપ્રકાશ ” નામનું પુસ્તક રચવામાં અથાગ પરિશ્રમ લીધો છે, તે માટે આ લઘુ પુસ્તક હું વિજ્ઞાપના સાથે આપ સાહેબની સેવામાં અર્પણ કરૂં છું, તે સ્વીકારી દાસને આભારી કરશોજી.

| | |
|---|---|
| **પાલણપુર.**<br>તા. ૧૬–૯–૧૯૧૨.<br>**સોમવાર.** | આપનો દાસાનુદાસ તળસી ઝુમચંદ<br>મોદીનું, વિનય અને પ્રેમસહ અભિવંદન. |



# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં પ્રગટ કર્ત્તાનો મુખ્ય હેતુ જૈન ધર્માભિલાષીઓને જૈનધર્મના તત્વજ્ઞાનનો પરિચય કરાવવાનો છે. જ્યહારે માણસને ધર્મના ઉંડા સૂક્ષ્મ રહસ્યનું જ્ઞાન થાય છે, ત્યહારે જ મનુષ્ય પોતાનું આત્મ કલ્યાણ કરી શકે છે. તે માટે આ પુસ્તકનુ નામ "આત્મપ્રકાશ" એહવું રાખવામાં આવ્યું છે. અને તે વ્યાજબીજ છે. કારણકે આ પુસ્તકના અભ્યાસથી જૈનધર્મના મૂળતત્વોના માર્ગમાં જવાય છે. જૈન ફીલોસોફીનું અમુક દરજજે આ પુસ્તક ભાન કરાવે છે. તેથી પ્રગટ કર્તા પોતાને કૃતાર્થ સમજે છે.

આ પુસ્તકમાં "છ કાયના બોલ" "નવતત્વ" અને "પચ્ચિશ બોલનો થોકડો" સંક્ષિપ્ત રીતે સમજાવવામાં આવેલ છે.

આ પુસ્તકમાં પ્રથમ છકાયના બોલનો વિષય, બીજો પચ્ચિશબોલનો વિષય અને ત્રીજો નવતત્વનો વિષય રાખવામાં આવેલ છે. તેમાં છકાયના બોલ અને નવતત્વમાં સામાન્ય પ્રકારે જેમ જોઇએ તેમ સુધારો કરેલ છે, અને પચ્ચિશ બોલનો થોકડો સંક્ષેપમાં હોવાથી બાળ જીવને સમજાવવાને મુશ્કેલ પડે માટે તેનો યોગ્ય અર્થ સમજુતી સાથે સહેલાઇથી સમજાય તેમ ગોઠવવામાં આવેલ છે.

જૈન સમુદાયમાં આ લઘુ પુસ્તક ત્વરાથી રજુ કરાવવામાં ગોંડલ સંપ્રદાયના મુનિમહારાજ શ્રી શ્રી ૧૦૮ જાદવજી સ્વામી તથા તેમના શિષ્ય મુનિશ્રી પુરૂસોત્તમજી સ્વામીએ અપૂર્વ શ્રમ લીધો છે, જેના માટે પ્રસિદ્ધ કરનાર આ સ્થળે પોતાનો અત્યંત આભાર જાહેર કરે છે.

તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૯૧૨.
સોમવાર—પાલણપુર.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | લિંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧ | ખીજે | બીજે. |
| ૨ | ૧૪ | દાણા | દાણા. |
| ૪ | ૯ | તાંદલજો | તાંદળજો. |
| ૪ | ૯ | વાલોર ફળી | વાલોળ ફળી. |
| ૫ | ૭ | ઇાન્દ્રય | ઇન્દ્રિય. |
| ૫ | ૨૪ | પર્યામા | પર્યાપ્તા. |
| ૬ | ૨૨ | અગ્રિ | અગ્નિ. |
| ૭ | ૧ | પચીસ. | પચ્ચિશ. |
| ૭ | ફુટનોટમાં. લી. ૧. | હરતી | રતી. |
| ૯ | ૩ | પ્રણામવાની | પરણામવવાની. |
| ૯ | ૧૨ | શ્વાસોન્વાસ. | શ્વાસોશ્વાસ. |
| ૧૦ | ફુટનોટમાં. લીં. ૧ | કોઇ કોઇ મુની | કોઇ એક મુનિ. |
| ૧૨ | ફુટનોટમાં. લીં. ૧ | કોઇ કોઇ મુનિ કે | કોઈ એક મુનિ. |
| ૧૨ | ફુટનોટમાં. લીં. ૧ | વૌક્રય | વૈક્રિય. |
| ૧૬ | ટીકામાં. લીં. ૫ | જી ના | જીવના. |
| ૧૭ | ૩ | અવધિક્ષાન | અવધિજ્ઞાન. |
| ૨૩ | ટીકામાં. લીં. ૨ | સુત્રમદ | શ્રુતમદ. |
| ૨૪ | ૩ | જી ની | જીવની. |
| ૩૬ | ફુટનોટમાં. લીં. ૧ | એટલા એક | કેટલા એક. |
| ૪૬ | ૭ | બાલે | બોલે. |
| ૪૮ | ૧૫ | પ્રાણાતિપાત વેરમંણ | પ્રાણાતિપાત વિરમણ. |
| ૪૮ | ૨૧ | મૃષાવાદ વેરમણ | મૃષાવાદ વિરમણ. |
| ૪૮ | ૨૭ | વિરંમણવ્રત. | વિરમણવ્રત. |
| ૫૭ | ૭ | એંમાંનું | એમાંનું. |
| ૫૭ | ૧૭ | જે છે | જે છે. |
| ૬૨ | ૭ | ૪ | ૪ |
| ૬૩ | ૨ | ૧૩ | ૧૩ |
| ૭૬ | ૧૬ | ૭૪ | ૭૪ |
| ૮૦ | ૧૨ | અજ્ઞાન | અજ્ઞાનનો |
| ૮૨ | ૨૨ | ત્રીજો | ત્રીજું. |
| ૮૩ | ૨૨ | ચોથો | ચોથું. |
| ૮૭ | ૭ | છે | છે. |

॥ श्री वितरागाय नमः ॥

# आत्म प्रकाश.

# શ્રી છકાયના બોલ.

૧ પેહેલે બોલે ઈંદીથાવરકાય, ૨ બીજે બોલે બંભીથાવરકાય, ૩ ત્રીજે બોલે સપિથાવરકાય, ૪ ચોથે બોલે સુમતિથાવરકાય, ૫ પાંચમે બોલે પયાવચથાવરકાય, ૬ છઠ્ઠે બોલે જંગમકાય. એ છકાયનાં નામ કહ્યાં હવે તેના ગોત્ર કહે છે—૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

(૧) હવે પૃથ્વીકાયના બે ભેદ—સુક્ષ્મ અને બાદર. સુક્ષ્મ તે કોને કહીએ? હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં, તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહીં, તે તો ફક્ત કેવળ જ્ઞાનીજ જાણે અને દેખે. અને બાદર તે કોને કહીએ? આપણી નજરે આવે હણ્યા હણાય, માર્યા મરે, બાળ્યા બળે, તેને બાદર કહીએ. તેનાં નામ કહે છે—૧ પહેલે બોલે માટી ને મીઠાની જાત, ૨ બીજે બોલે ખડી ને ખારાની જાત, ૩ ત્રીજે બોલે કાળમિંઢ મરડીયા પહાણા ને સિલ્લાની જાત, ૪ ચોથે બોલે હિંગળો ને હડતાલની જાત, ૫ પાંચમે બોલે ગેરૂ ને ગોપીચંદનની જાત, ૬ છઠ્ઠે બોલે રત્ન પરવાળાની જાત, ૭ સાતમે બોલે સોળ જાતના રત્ન આદી લઇને તેંતાળીશ જાતની પૃથ્વીકાય છે તેના એક કકડામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. જુવાર તથા પીલુ જેટલી પૃથ્વીકાય લઇએ, તેમાંથી એકેકો જીવ નીકળીને પારેવા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબૂદ્વીપ છે તેમાં સમાય

નહીં. તેનાં કુળ બાર લાખ ક્રોડ છે. તેનું આઉખુ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટું બાવીસ હજાર વર્ષનું તેની દયા પાળીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીયે.

(૨) બીજે બોલે અપકાય તે પાણી તેના બે ભેદ–સુક્ષ્મ અને બાદર. સુક્ષ્મ તે કોને કહીએ, હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં. તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહીં, તેને સુક્ષ્મ કહીએ.

હવે બાદર પાણીના નામ કહે છે–પહેલે બોલે વરસાદ ને કરાના પાણી, ૨ બીજે બોલે ઝાકળ ને ધુમરના પાણી, ૩ ત્રીજે બોલે કુવા, નદી ને તળાવના પાણી, ૪ ચોથે બોલે દરિયા ને ઝરણુના પાણી, ૫ પાંચમે બોલે ખારા ખાટા પાણી, ૬ છઠ્ઠે બોલે મીઠા મોળા પાણી એ આદી લઈને ઘણી જાતના પાણી છે. તેના એકબિંદુમાં અસંખ્યાતા જીવ શ્રીભગવંતે કહ્યા છે તેમાંથી એકેકો જીવ નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબૂદ્વીપ છે તેમાં સમાય નહીં. તેના કુળ સાત લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટું સાત હજાર વર્ષનું તેની દયા પાળીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

(૩) ત્રીજે બોલે તેઉકાય તે અગ્નિ તેના બે ભેદ––સુક્ષ્મ ને બાદર. સુક્ષ્મ તે કોને કહીએ, હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહીં, તેને સુક્ષ્મ કહીએ.

હવે બાદર અગ્નીના નામ કહે છે––૧ પહેલે બોલે ચુલા ને ભઠ્ઠીની અગ્ની, ૨ બીજે બોલે ધુમાડી ને તાપણીની અગ્ની, ૩ ત્રીજે બોલે ચકમક ને વીજળીની અગ્ની, ૪ ચોથે બોલે દીવા ને ઉમાડાની અગ્ની, ૫ પાંચમે બોલે ધગધગતા લોઢા ને અરણીની અગ્ની, ૬ છઠ્ઠે બોલે દાવાનળની અગ્ની, ૭ સાતમે બોલે નીભાડાની અગ્ની એ આદી લઈને ઘણી જાતની અગ્ની છે. તેના એક તણખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. તેમાંથી અકેકો

જીવ નિકળીને ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબૂદ્વીપ છે તેમાં સમાય નહીં. તેનાં કુળ ત્રણ લાખ ક્રોડ છે તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટું ત્રણ અહોરાત્રીનું તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

(૪). ચોથે બોલે વાઉકાય તે વાયરો તેના બે ભેદ–સુક્ષ્મ ને બાદર. સુક્ષ્મ તે કોને કહીએ, હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં તે આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહીં, તેને સુક્ષ્મ કહીએ.

હવે બાદર વાયરાના નામ કહે છે—૧ પહેલે બોલે ઉગમણો ને આથમણો વા, ૨ બીજે બોલે ઉત્તર ને દક્ષિણનો વા, ૩ ત્રીજે ઉંચો બોલે નિચો ને ત્રિછો વા, ૪ ચોથે બોલે વંટોળીઓ ને મંડળીઓ વા, ૫ પાંચમે બોલે ગુંજવા ને શુદ્ધવા એ આદી લઇને ઘણી જાતનો વાયરો થાય છે. તે વાયરો શાથકી હણાય છે–૧ ઉઘાડે મોઢે બોલવાથી, ૨ ઝાપટ નાંખવાથી, ૩ સૂપડે સોવાથી, ૪ ઝાટકવાથી, ૫ કાંતવાથી ૭ તાળોટા વગાડવાથી. ૮ વિંઝણે વિંઝવાથી, ૯ હીંચોળે હીંચવાથી, ૧૦ એ આદી લઇને ઘણી જાતના શસ્ત્રે કરી હણાય છે. અને એકવાર ઉઘાડા મોઢે બોલવાથી વાયરાના અસંખ્યાતા જીવ હણાય છે, તેમાંથી અકેકો જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબૂદ્વીપ છે તેમાં સમાય નહીં. તેનાં કુળ સાત લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું. ઉત્કૃષ્ટું ત્રણ હજાર વર્ષનું તેની દયા પાળીયે તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

(૫). પાંચમે બોલે વનસ્પતિ કાય તેના બે ભેદ–સુક્ષ્મને બાદર. સુક્ષ્મ તે કોને કહીએ, હણ્યા હણાય નહીં, માર્યા મરે નહીં, બાળ્યા બળે નહીં તે આખા લોકમાં ભર્યા છે. પણ આપણી નજરે આવે નહીં, તેને સુક્ષ્મ કહીએ.

બાદર વનસ્પતિના બે ભેદ—૧ પ્રત્યેક, ૨ ને સાધારણ, પ્રત્યેક કોને કહીએ, શરીરે શરીરે અકેકો જીવ હોય તેને પ્રત્યેક

કહીએ અને એક શરીરે અનંતા જીવ હોય તેને સાધારણ કહીએ, હવે પ્રત્યેકના નામ કહે છે—૧ પહેલે બોલે વૃક્ષ ને વેલાની જાત, ૨ બીજે બોલે રીંગણી તળસી ને ગુલમની જાત, ૩ ત્રીજે બોલે એરંડા આકડા ધતુરાની જાત, ૪ ચોથે બોલે દાડમ સેલડી ને કેળાની જાત, ૫ પાંચમે બોલે ઘ્રા કેવડો દાભડો ને તરણાની જાત, ૬ છઠે બોલે ફુલ કમળ ને નાગરવેલની જાત, ૭ સાતમે બોલે બોરડી કેરડો ને કસેલાની જાત, ૮ આઠમે બોલે જુવાર, બાજરો મઠ, મકાઇની જાત, ૯ નવમે બોલે તાંદલજો, સુવા, મોઘરી, વાલોરફળીની જાત, એ આદી લઇને ઘણી જાતની પ્રત્યેક વનસ્પતિ છે. તેમાં ભગવાને ત્રણ પ્રકારના જીવ કહ્યા છે. સંખ્યાતા, અસંખ્યાતા, અને અનંતા, તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીયે.

હવે સાધારણ વનસ્પતિનાં નામ કહે છે—૧ પહેલે બોલે લીલફુલ અને સેવાળની જાત, ૨ બીજે બોલે, ગાજર અને મુળાની જાત, ૩ ત્રીજે બોલે, ડુંગળી અને લસણની જાત, ૪ ચોથે બોલે આદુ ને ગરમરની જાત, ૫ પાંચમે બોલે, રતાળુ અને પીંડાળુની જાત, ૬ છઠ્ઠે બોલે, કંટાલોથોર, ખરસાણી, અને કુંવારસેલરાની જાત, ૭ સાતમે બોલે, મોથ, લુણીની જાત, ૮ આઠમે બોલે, ઉગતા અંકુરા અને કુણી કાકડીની જાત એ આદી લઇને ઘણી જાતની સાધારણ વનસ્પતિ છે. એક કંદમુળના કકડામાં અનંતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. તેનાં કુળ અઠાવીશ લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટું દશ હજાર વર્ષનું, તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

૬ છઠ્ઠે બોલે ત્રસકાય તેના ચાર ભેદ—૧ બેઇંદ્રી ૨ બે ઇન્દ્રી ૩ ચૌરેંદ્રી, ૪ પંચેંદ્રી,

(૧). હવે બેઇંદ્રીના બે ભેદ—અપર્યાપ્તા અને પર્યાપ્તા, બેઇન્દ્રી તે કોને કહીએ જેને કાયા અને જીભ એ બે ઇંદ્રિય હોય તેને બેઇંદ્રી કહીએ તેના નામ કહે છે,—૧ જળો, ૨ કીડા, ૩ પોરા

૪ કરમીયા ૫ સરમીયા, ૬ મામણમુંડા, ૭ અળશીયા, ૮ વાંતરા, ૯ સંખ ૧૦ છીપ, ૧૧ કોડા, ૧૨ ચેળ એ આદી લઇને ઘણી જાતના બે ઇંદ્રી જીવ છે. તેના કુળ સાત લાખ ક્રોડ છે, તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટું બાર વર્ષનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીયે.

( ૨ ). તે ઇંદ્રીકાય-તેનાં બે ભેદ—અપર્યાપ્તા અને પર્યાપ્તા. તે ઇંદ્રી તે કોને કહીએ, જેને કાયા, મુખ અને નાંસિકા એ ત્રણ ઇન્દ્રિય હોય તેને તેઇંદ્રી કહીએ. તેના નામ કહે છે—૧ જું, ૨ લીંખ, ૩ ચાંચડ,૪ માંકડ ૫ કીડી, ૬ કંથવા, ૭ માટલા, ૮ ધનેડા, ૯ જુવા, ૧૦ ઈતિડી, ૧૧ ગીંગોડા, ૧૨ ધીમેલ, ૧૩ ગધેયા, ૧૪ કાનખજુરા, ૧૫ મંકોડા, ૧૬ ઉધઇ, ૧૭ શવા, એ આદી લઇને ઘણી જાતના તેઇંદ્રી જીવ છે. તેના કુળ આઠ લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટું ઓગણપચાશ દિવસનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાંસુખ પામીએ.

( ૩ ). ચૌરિંદ્રિકાય, તેનાં બે ભેદ—અપર્યાપ્તા ને પર્યાપ્તા. ચોરિંદ્રિ તે કોને કહીયે, જેને કાયા, મુખ, નાસિકા અને આંખ એ ચાર ઇન્દ્રિય હોય તેને ચોરિંદ્રિ કહીયે. હવે તેનાં નામ કહે છે—૧ માખી ૨ મસલાં, ૩ ડાંસ ૪ મચ્છર, ૫ ભમરા, ૬ તીડ, ૭ પતંગ, ૮ કરોળીયા, ૯ કંસારી, ૧૦ ખડમાંકડી, ૧૧ ધુડીયા; ૧૨ વીંછી, ૧૩ બગા, ૧૪ પુદા, એ આદી લઇને ઘણી જાતના ચોરિંદ્રિ જીવ છે. તેના કુળ નવ લાખ ક્રોડ છે. તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટુ છ માસનું તેની દયા પાળીયે તો મોક્ષના અનંતા સુખ પામીયે.

(૪). પંચેંદ્રિના બે ભેદ— અપર્યાપ્તા ને પર્યાપ્તા. પંચેંદ્રિ તે કોને કહીયે, જેને કાયા, મુખ, નાસિકા, આંખ અને કાન એ પાંચે ઇંદ્રિય હોય તેને પંચેંદ્રિય કહીએ. પંચેદ્રિની ચાર જાત છે. તેનાં નામ ૧ નારકી, ૨ તિર્યંચ ૩ મનુષ્ય અને ૪ દેવતા.

તેમાં ૧૪ ભેદ નારકીના, ૪૮ ભેદ તિર્યંચના, ૩૦૩ ભેદ

મનુષ્યના અને ૧૯૮ ભેદ દેવતાના, કુલ મળી ૫૬૩ ભેદ થયા, હવે દેવતાના ચાર ભેદ તેના નામ કુહે છે—૧ ભવનપતિ, ૨ વાણુવ્યંતર, ૩ જ્યોતિષી, ૪ વૈમાનિક એ ચારના નામ કહ્યાં. મનુષ્યના ચાર ભેદ તેનાં નામ કહે છે—૧ પંદર કર્મ ભુમીના મનુષ્ય, ૨ ત્રીશ અકર્મભુમીના મનુષ્ય, ૩ છપ્પન અંતરદ્વીપાના મનુષ્ય, ૪ ચઉદ સ્થાનકના સમુર્છીમ મનુષ્ય. નારકી ને દેવતાની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટિ તેત્રીશ સાગરોપમની, તિર્યંચ ને મનુષ્યની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટિ ત્રણ પલ્યની તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ.

## ઇતિશ્રી છકાયના બોલ સમાપ્ત.

---

### અથ શ્રી છકાય ઉપર સઝાય લખી છે.

હુવાને હોશે ઘણાજીરે, જયવંતા જીનરાય;
સઘળા જીનવરે એમ દાખીઓજીરે, મત હણજો છકાય;
ભોળા પ્રાણીરે હૃદય વિચારી જોય—ટેક. ૧
જીવ વંછે સર્વ જીવણોજીરે, મરણ ન વંછે કોય;
ત્રસ સ્થાવરને મારીયાં જીરે, મોક્ષ ન પોહોંચ્યાં કોય—ભોળા પ્રા૦ ૨
પૃથ્વિ પીલુ જેવડી મેંરે, જીવ કહ્યા જીનરાય;
પારેવા જેવડી કાયા કરે તો, જંબુદ્વિપમાં ન સમાય—ભોળા૦ ૩
પાણી એકણ બિન્દુમાં જીરે, જીવ કહ્યા જીનરાય;
ખસખસ જેવડી કાયા કરેતો. જંબુદ્વિપમાં ન સમાય—ભોળા૦ ૪
અગ્નિ એકણ તણખમાંજીરે, જીવ કહ્યા જીનરાય;
સરસવ જેવડી કાયા કરે તો, જંબુદ્વિપમાં ન સમાય—ભોળા૦ ૫
વાયુ વીંજણ ઢોળતાં જી રે, કેટલાક જીવ હણાય;
વડબીજ જેવડી કાયા કરેતો, જંબુદ્વિપમાં ન સમાય—ભોળા૦ ૬
વનસ્પતિને વખાણીએ જીરે, જીવ કહ્યા જીનરાય;
સંખ્ય અસંખ્ય અનંત છે જીરે, તેનો પાર નહિ કહેવાય—ભો૦ ૭

# અથ પચીસ બોલનો થોકડો–સમૂહ.

૧ લા બોલે ગતિ ચાર.

૧ નરક ગતિ–નરકમાં જવું તે. નરક* એટલે ન + અર્ક, જ્યાં સૂર્ય નથી, અર્થાત્ જ્યાં જાશુકનો પ્રકાશ નથી, પણ કેવળ અનાદિ અંધકાર છે, ત્યાં જવું.

૨ તિર્યંચ ગતિ–તિર્યંચ એટલે વાંકી ત્રીછી રીતે ચાલે તે, પશુ, પક્ષી વગેરેમાં જવું તે. ( આમાં એકેંદ્રિય પૃથ્વી આદિક તથા દ્વિઇંદ્રિયાદિકનો પણ સમાવેશ થાય છે ) તથા ત્રીછા લોક ( મનુષ્ય લોક )માં સદાય વિશેષે વાસ છે જેનો તે.

૩ મનુષ્ય ગતિ–મનુષ્યમાં ઉત્પન્ન થવું તે, તથા માનસિક પૂર્ણશક્તિ; માણુસાઇપણું તે.

૪ દેવ ગતિ–દેવતામાં ઉત્પન્ન થવું તે. દેવતાનાં સ્થાન હોય છે, ત્યાં સદા પ્રકાશજ રહે છે, અને સદા ક્રિડા આનંદમાં રહે છે, તેને સ્વર્ગ પણ કહેવામાં આવે છે.

આ ચાર ગતિ સિવાય પાંચમી મોક્ષગતિ છે, પણ તેનું નામ ન બતાવવાનું કારણુ એ છે, કે મોક્ષે ગયેલા જીવ પાછા કોઇ પણ ગતિમાં આવતા નથી; અને ઉપર વર્ણવેલી ચાર ગતિના જીવ એક બીજી ગતિમાં આવાગમન કરે છે, માટે મોક્ષ ગતિને ચાર ગતિ સાથે ગણવામાં આવી નથી, અને તે સાથે ગણીએ તો પાંચ ગતિ કહેવાય.

૨ બીજે બોલે જાતિ પાંચ છે,

---

* માગધી ભાષામાં નેરઇય શબ્દ છે. તેનો અર્થ જ્યાં હરતી. એટલે આનંદ નથી તેનું નામ નરક.

જાતિ એટલે ઇંદ્રિયોનું સરખાપણું તે. સરખાપણું એટલે સ્વજાતિ, અને સરખાપણું નહિ તે, બિજાતિય કહેવાય છે.

૧ એકેંદ્રિય જાતિ-જેને કાયા છે તે ( સ્થાવર જીવ ).

૨ બે ઇદ્રિંય જાતિ-જેને કાયા, જીભ એ બે ઇન્દ્રીયો છે તે. ( પોરા, વાળા વિગેરે. )

૩ ત્રિઇંદ્રિય જાતિ-જેને કાયા, જીભ અને નાક એ ત્રણ ઇન્દ્રિયો છે તે. ( ચાંચડ, માકણ, જૂં, લીંખ વિગેરે. )

૪ ચૌરિંદ્રિય જાતિ-જેને કાયા, જીહ્વા, નાક, આંખ એ ચાર ઇન્દ્રિયો છે તે. ( માખી, મચ્છર વગેરે. )

૫ પંચેદ્રિય જાતિ-જેને કાયા, જીભ, નાક, આંખ, કાન એ પાંચ ઇન્દ્રિયો છે તે. ( નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવતા. ) જેને સરખી ઇન્દ્રિયો હોય તે એક જાતિના. કહેવાય છે.

૩ ત્રીજે બોલે કાય એટલે—સમૂહ, છ છે તેનાં નામ.

૧ પૃથ્વીકાય—માટીના જીવ.

૨ અપકાય—પાણીના જીવ.

૩ તેઉકાય—અગ્નિના જીવ.

૪ વાયુકાય—પવનના જીવ.

૫ વનસ્પતિકાય—લીલોત્રીના જીવ.

૬ ત્રસકાય—હાલતા ચાલતા બે ઇંદ્રિયાદિક જીવ.

૪ ચોથે બોલે ઇંદ્રિયો પાંચ છે-

ઇંદ્રિયો એટલે પદાર્થનું જ્ઞાન થવાનું સાધન.

૧ શ્રોતેંદ્રિય-જેનાથી શબ્દનું જ્ઞાન થાય છે તે. (કાન).

૨ ચક્ષુરિંદ્રિય—જેનાથી શ્વેતાદિ પંચ વર્ણનું જ્ઞાન થાય છે. તે ( આંખ ).

૩ ઘ્રાણેંદ્રિય—જેનાથી ગંધાદિકનું જ્ઞાન થાય છે, તે ( નાક ).

૪ રસેંદ્રિય—તીખા આદિ પાંચ રસનું જ્ઞાન થાય છે, તે. ( જીહ્વા. )

૫ સ્પર્શેંદ્રિય—જેનાથી શિતોષ્ણનું જ્ઞાન થાય છે. તે કાયા,

પાંચમે બોલે પર્યાપ્તિ છ છે-પર્યાપ્તિ એટલે આત્માની ક્રિયાની પરિસ્માપ્તિ અર્થાત્ પૂર્ણતા-પુદ્ગળ પ્રણામવાનીશક્તિ.

૧ આહાર પર્યાપ્તિ-તે શરીર, ઇંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા, મન, યોગ્ય દળનાં જે દ્રવ્ય છે અર્થાત્ જે દ્રવ્યોથી શરીરાદિકની રચના થાય તે.

૨ શરીર પર્યાપ્તિ-ગ્રહણ કરેલ દ્રવ્યને શરીરરૂપ આકૃતિ, રસ; રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા વીર્ય એ સાત ધાતુપણે પ્રણમાવીને શરીર બાંધવાની શક્તિ.

૩ ઇંદ્રિય પર્યાપ્તિ-સ્પર્શ આદિ ઇંદ્રિયોની રચના રૂપ ક્રિયા પણે પુદ્ગળ પ્રણમાવીને ઇંદ્રિય બાંધવાની શક્તિ તે.

૪ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ-શ્વાસોચ્છ્વાસ યોગ્ય દ્રવ્ય ગ્રહણ કરી મુકવાની શક્તિ તે.

૫ ભાષા પર્યાપ્તિ-ભાષાને યોગ્ય જે દ્રવ્ય ગ્રહણ કરી પ્રગમાવીને ત્યાગ કરવાની શક્તિ તે.

૬ મન પર્યાપ્તિ-મનને યોગ્ય જે દ્રવ્ય ગ્રહણ કરી પ્રગમાવીને ત્યાગ કરવાની શક્તિ તે.

એ છ પર્યાપ્તિ ઉત્પત્તિ સમયે યોગ્ય પુદ્ગળગ્રહણકરી અનુક્રમે બંધાય છે. દરેક જાતિના જીવને જેને જેટલી પર્યાપ્તિ હોય, તેટલી પુરી ન બંધાય ત્યાં સુધી એ જીવ અપર્યાપ્ત કહેવાય, અને પુરી બાંધે ત્યારે પર્યાપ્ત કહેવાય છે.

૬ છઠ્ઠે બોલે પ્રાણ દશ છે.

*પ્રાણ-વસ્તુ ઓળખવાની શક્તિ, અથવા પ્રકાશ કે જીવન.

૧ શ્રોતેંદ્રિય બળ પ્રાણ.

૨ ચક્ષુઇંદ્રિય બળ પ્રાણ.

૩ ઘ્રાણેંદ્રિય બળ પ્રાણ.

---

* પ્રાણ શબ્દનો જે અર્થ અહિં કર્યો છે. તેનાથી વિરૂદ્ધ ભગવતીજીના ૨૪ શતકમાં પ્રાણ એટલે જીવની ઋદ્ધી કહેલી છે.

૪ રસેંદ્રિય બળ પ્રાણ.

૫ સ્પર્શેંદ્રિય બળ પ્રાણ.

૬ મનબળ પ્રાણ.

૭ વચન બળ પ્રાણ.

૮ કાયબળ પ્રાણ.

૯ શ્વાસોચ્છ્વાસ બળ પ્રાણ.

૧૦ આયુષ્ બળ પ્રાણ.

સાતમા બોલે શરીર પાંચ છે.

૧ ×ઔદારિક શરીર—ઔદારિક એટલે શ્રેષ્ઠ. જેમકે મનુષ્યાદિકનું શરીર મોક્ષ પમાડે માટે તથા ઔદાર (મોટું) હજાર જોજનની ભવ ધારણિક દેહમાન માટે ઔદારિક શરીર.

૨ વૈક્રિય શરીર—વૈક્રિય એટલે વિવિધ ક્રિયા વડે ઉત્પન્ન થાય તે બીજું રૂપ બનાવવું એક, અનેક, દૃશ્ય, અદૃશ્ય, ખેચર, ભૂચર વગેરે દેવતા, નારકી ને ભવ સંબંધી છે, મનુષ્ય તિર્યંચને લબ્ધિ ( સિદ્ધિ ) હોય તો બીજું રૂપ બનાવે તે.

૩ +આહારિક શરીર—ઉત્તમ પુદ્‌ગળનો લોક માંહેથી આહાર લઈને નવું શરીર બનાવી તેના દ્વારા તીર્થંકરાદિક પાસે શંકાનું સમાધાન કરે તે શરીર. ચૌદ પૂર્વધર સાધુ, મુનિ લબ્ધિ ( સિદ્ધિ ) યોગે આવું શરીર બનાવે છે તે.

૪ તેજસ્ શરીર—જઠરાગ્નિથી આહારને પ્રગમાવે—પચાવે તે શરીર.

---

કોઇ કોઇ મુની નીચે પ્રમાણે પણ કહે છે.

× ઉદારીક શરીરનો અર્થ સડન પડન ગલન મીલન સ્વભાવવાળું શરીરને ઉદારીક શરીર કહેવાય છે.

+ લોકમાંથી ઉત્તમ પુદગળો ખેંચીને બીજું શરીર બાંધવું તેનું નામ આહારિક શરીર કહેવાય છે.

૫ કારમણ શરીર–અષ્ટ કર્મ ગ્રહણ કરીને ખજાને રાખે તે.
આ બે છેલ્લાં શરીર દરેક સંસારી જીવને હોય છે.

૮ આઠમા બોલે યોગ પંદર છે.
યોગ–યોજવું–જોડવું. ( દરેક વસ્તુમાં ધ્યાન આપવું તે. )
૪ મન યોગ.
૪ વચન યોગ.
૭ કાય યોગ. એવાં ૧૫ થયાં.

હવે ચાર મનના યોગ નીચે પ્રમાણે—

૧ સત્ય મન યોગ–મન સાચું પ્રર્વત્તાવવું તે. ( યથાતથ્ય વસ્તુનું ચિંત્વન રૂપ ).
૨ અસત્ય મનયોગ–સત્ય વસ્તુ ઉપર મનને અસત્યપણે પ્રવર્ત્તાવવું, એટલે અસત્ય વસ્તુની જીજ્ઞાસા ધરાવવી, અને કોઇનું ખોટું ચિંતવવું તે. ( અયથાતથ્ય વસ્તુનું ચિંત્વનરૂપ )
૩ મિશ્ર મનયોગ–સત્યાસત્યપણે મન પ્રવર્ત્તાવવું તે. ( સત્ય અસત્ય વસ્તુને ચિંતવવા રૂપ )
૪ વ્યવહાર મન યોગ–વ્યાવહારિક રીતે મન પ્રવર્ત્તાવવું. કર્ત્તવ્ય ઉપરથી નામ વગેરેની ચિંતવણા કરવી તે.

ચાર વચનના યોગ નીચે પ્રમાણે.

૧ સત્ય વચનયોગ–સત્ય ભાષા બોલવી તે.
૨ અસત્ય વચનયોગ–અસત્ય બોલવું તે.
૩ મિશ્ર વચનયોગ–કંઇ સત્ય અને કંઇ અસત્ય બોલવું તે.
૪ વ્યવહાર વચનયોગ–જે વ્યવહારિક ચાલતી ભાષા દરેક બોલવી તે. (પ્રાણી, પદાર્થ વિગેરેનાં નામ દઈ બોલવું તે.)

સાત કાયાના યોગ નીચે પ્રમાણેઃ—

૧ ઔદારિક કાયયોગ—ઔદારિક શરીરમાં યોગ્ય પુદ્ગળ જોડવાં તે.

૨ ઔદારિક મિશ્રયોગ—ઔદારિક શરીર જોગ છોડતાં અને વૈક્રિય શરીર ગ્રહણ કરતાં સંધિનો વચલો વખત જાય તે મિશ્રયોગ કહેવાય છે. અથવા કારમણ કાયા-યોગ છોડીને ઔદારિક શરીર લેતાં સંધિનો વખત જાય તે.

૩ વૈક્રિય કાયયોગ—વૈક્રિય શરીરમાં પ્રવર્ત્તે તે સમયે પુદ્દ-ગળ લે તેનું નામ વૈક્રિય યોગ.

૪ *વૈક્રિયનો મિશ્રયોગ—વૈક્રિય શરીરનો યોગ છોડીને ઔદારિક શરીર ધારણ કરતાં વચ્ચેનો વખત જાય તે. અથવા ઉપજતી વખતનો કારમણ કાયયોગ છોડીને વૈક્રિય શરીર લેતાં સંધીનો વખત જાય તે.

૫ આહારિક કાયયોગ—લોકમાંથી ઉત્તમ પુદ્દગળ લઈ ઉત્કૃષ્ઠ એક હાથનું શરીર બનાવ્યા પછી પુદ્દગળ ગ્રહણ કરે તે.

૬ આહારિક મિશ્રયોગ—આહારિક શરીરયોગ છોડતાં ઔદારિક યોગમાં આવતાં આહારિક મિશ્રયોગ કહેવાય.

૭ કારમણ કાયયોગ—જે ઉત્પન્ન થતી વખતે કારમણ શરીરનો કાયયોગ જોડી જે ઉત્પત્તિ સ્થાનનો ઓજ આહાર પ્રથમ સમયે લે તે કારમણ કાયયોગ કહેવાય છે.

૯ નવમે બોલે ઉપયોગ બાર છે.

ઉપયોગ—એકાગ્ર ધ્યાનથી પદાર્થનું જાણવું તે.

૫—જ્ઞાનના ઉપયોગ.

૩—અજ્ઞાનના ઉપયોગ.

૪—દર્શનના ઉપયોગ. એવં બાર થયા!

* કોઇ કોઈ મુનિ કે વૈક્રિય મિશ્રયોગના સંબંધમાં કહે છે " વૈક્રય શરીર સંપૂર્ણ છુટયું નથી અને ઉદારીક સંપૂર્ણ બાંધ્યું નથી તે વખતમાં કેટલાએક વૈક્રિય શરીરના અને કેટલાએક ઉદારીક શરીરના પુદ્દગલો હોય છે તેહને વૈક્રિયનો મિશ્ર યોગ કહેવાય છે !" એજ પ્રમાણે બીજા દરેક મિશ્ર યોગનો અર્થ સમજવો.

## હવે જ્ઞાનના ૫ ઉપયોગની વિગત.

૧ મતિજ્ઞાન. ૨ શ્રુતજ્ઞાન. ૩ અવધી જ્ઞાન.
૪ મનપર્યવજ્ઞાન. ૫ કેવળજ્ઞાન.

## મતિજ્ઞાન એટલે બુદ્ધિથી જાણવું તે.

મતિજ્ઞાનના સંક્ષેપમાં ત્રણ ભેદ છે.

૧ મતિ એટલે ભવિષ્યની વાત જાણવી તે.
૨ સ્મૃતિ એટલે ભૂતકાળની વાત યાદ આવે તે.
૩ બુદ્ધિ એટલે તાત્કાલિક વાત ઉકલી આવે તે.
તેમાં જો સવળું પ્રગમે તો મતિજ્ઞાન કહેવાય અને અવળું પ્રગમે તો મતિ અજ્ઞાન કહેવાય છે.

## આ સિવાય સિદ્ધાન્તથી મતિજ્ઞાનના મુખ્ય બે ભેદ પાડ્યા છે.

૧ શ્રુતનિશ્રિત—સુત્ર સિદ્ધાન્ત સાંભળવાથી જ્ઞાન થાય તે.
૨ અશ્રુત નિશ્રિત—સાંભળ્યા કે દેખ્યા સિવાય આપોઆપ જ્ઞાન ઉત્પન્ન થાય તે.

### શ્રુતનિશ્રિતના બે ભેદ:—

૧ વ્યંજનાવગ્રહ—એક સાથે પુદ્‌ગળનું ગ્રહણ કરવું તે.
૨ અર્થાવગ્રહ—સંપૂર્ણ અર્થનું ગ્રહણ કરવું તે.

દાખલાતરીકે, કેરીની કાતળી મુખમાં મુકીએ અને મોઢું ભરાઈ જાય તેનું નામ વ્યંજનાવગ્રહ, અને તેથી તેના સ્વાદનું જ્ઞાન થાય તે અર્થાવગ્રહ કહેવાય છે.

## હવે વ્યંજનાવગ્રહના ચાર ભેદ કહીએ છીએ.

૧ કાન, ૨ નાક, ૩ જીભ, ૪ શરીર એ ચારમાં પુદ્‌ગળ પડે છે. તેથી તે દરેક વ્યંજનાવગ્રહ છે. પણ આંખ અને મનના પુદ્‌ગળ બીજા ઉપર જાય છે, અને તેનામાં પુદ્‌ગળ પડતા નથી, તેથી તેને વ્યંજનાવગ્રહ નથી.

### અર્થાવગ્રહના ચોવીશ ભેદઃ—

૧ કાન, ૨ આંખ, ૩ નાક,
૪ જીહ્વા, ૫ શરીર, ૬ મન.

### આ દરેકના ચાર ચાર ભેદ મળી ૨૪ ભેદ થાય છે

૧ અવગ્રહ—એકદમ ગ્રહણ કરવું તે.
૨ ઇહા—વિચાર કરવો તે.
૩ અવાય—નિશ્ચય કરવો તે.
૪ ધારણા—ધારી રાખવું તે.

દાખલા તરીકે આપણે બેઠા કે સુતા હોઇએ, ત્યારે બહારથી અમુક માણસ બોલાવે તે અવાજ સાંભળ્યો પણ તે અવાજ કોનો છે. તે જાણવામાં ન આવ્યું હોય ત્યાં સુધી અવગ્રહ કહેવાય છે. પછી તેનો નિર્ણય કરવા માટે વિચારમાં પડવું તેનું નામ ઇહા. પછી વિચાર કરીને અમુક માણસનો અવાજ છે. એમ નક્કી થયું તેનું નામ અવાય. અને ફરી ઓળખાણ કરવા માટે એ શબ્દ ધારી રાખવો. તેનું નામ ધારણા એજ પ્રમાણે આંખ, નાક, જીભ, શરીર એ દરેકના ચાર ચાર ભેદ સિદ્ધ થાય છે.

મનના ચાર ભેદ નીચેના દાખલાથી સિદ્ધ થાય છે. જેમ કોઇ માણસ સુતો છે. અને તેને સ્વપ્ન આવ્યું તે જોઇ એકદમ જાગ્યો ત્યારે અવગ્રહ અને આંખ ઉઘાડયા પછી તે શું સ્વપ્નું હતું. તેનો વિચાર કરવો તે ઈહા. સ્વપ્નનો નિર્ણય કરવો તે અવાય અને તે સ્વપ્ન ધારી રાખવું તે ધારણા. આ ભેદને શ્રુતનિશ્રિત કહે છે.

### અશ્રુત નિશ્રિતના ચાર ભેદ.

૧ ઉત્પાતીકી બુદ્ધિ—તાત્કાલિક વિચાર ઉત્પન્ન થાય તે (તર્કબુદ્ધિ)
૨ વિનયાબુદ્ધિ—માવીતર, અગર ગુરૂ આદિકની યોગ્ય ભક્તિ કરવાથી જે બુદ્ધિ ઉત્પન્ન થાય તે.

૩ કમીયાબુદ્ધિ—કામ કરતાં કરતાં બુદ્ધિ ખીલે તે.
૪ પરણુામીયાબુદ્ધિ–અનુભવ થતાં થતાં કાંઇ બુદ્ધિ ઉત્પન્ન થઇ આવે તે તથા વય પરિણમવે બુદ્ધિ ઉપજે તે. આ ભેદને અશ્રુતનિશ્રિત કહે છે. એ મતિજ્ઞાન થયું.

## હવે બીજાં શ્રુતજ્ઞાનના ચઉદ ભેદ છે.

૧ અક્ષરશ્રુત—તેના ત્રણ ભેદ છે.
૧ સંજ્ઞા અક્ષર—અક્ષરનો આકાર.
(ક, ખ, ગ, ઘ, વિગેરે)
૨ વ્યંજના અક્ષર—અક્ષરનો ઉચ્ચાર.
૩ લબ્ધિ અક્ષર—પાંચ ઇંદ્રિયોથી જાણી શકાય તે, જેમ આંધળો કે મુંગો માણુસ લખી વાંચી શકે છે. તે તથા ક, ખ, ગ, ઘ, વિગેરેનું કાને સાંભળવાથી જ્ઞાન થાય છે. એમ પાંચે ઇંદ્રિયો વડે જ્ઞાન થાય તે.
૨ અનક્ષરશ્રુત—અક્ષરના ઉચ્ચાર વિના જ્ઞાન થાય તે. જેમ છીંક, બગાસાં, વિગેરે અક્ષર વિના જ્ઞાન થાય છે તે.
૩ સંજ્ઞીશ્રુત—ના ત્રણ ભેદ છે.
૧ કાલીક ઉપદેશ-સમયોચિત્ત ઉપદેશ સાંભળી ને વિચારે તે.
૨ હિતોપદેશ-હિત, શિખામણુ સાંભળી ધારી રાખે તે.
૩ ક્ષયોપસમ—ઉદ્યમ કરીને સાંભળે તે એ ત્રણુ ભેદ સંજ્ઞી પંચેન્દ્રિયને હોય છે.

---

* ૧ દ્રવ્ય થકી એક જીવ આશરે આદિ સહિત છે. અને ઘણા જીવ આશરે આદિરહિત છે. જેમ કે અમુક માણુસે અમુક સિદ્ધાન્ત ભણુવું શરૂ કર્યું ત્યાથી તે આદિ થઇ અને ઘણા જીવ આશરે તે અનાદિ છે.

૨ ક્ષેત્રથકી—ભરત, ઇરવત, ક્ષેત્રની અપેક્ષાએ આદિ છે મહા વિદેહ ક્ષેત્રની અપેક્ષાએ અનાદિ છે. કારણુ કે ભરત, ઇરવત ક્ષેત્રમાં આરા બદલાય છે. અને મહા વિદેહ ક્ષેત્રમાં આરા બદલાતા નથી.

૪ અસન્નીશ્રુત--સાંભળીને જે વિચારે નહિ, ધારી રાખે નહિ પણ ક્ષયોપશમથી સાંભળે ખરા.

૫ સમશ્રુત--તીર્થંકરના પરૂપ્યા સિદ્ધાન્ત આચારંગજી, સુગડાંગજી વિગેરે.

૬ વિષમશ્રુત—( મિથ્યાત્ત્વ ) મિથ્યા દૃષ્ટિએ પોતાની બુદ્ધિથી કલ્પેલા રામાયણ ભારતાદિક ગ્રંથ વિગેરે.

૭ સાદીશ્રુત—આદિ સહિત તેના ચાર ભેદ છે.

૮ અનાદિશ્રુત—આદિ રહિત તેના પણ ચાર ભેદ* છે. અને તે ટીપણમાં સમજાવવામાં આવ્યા છે.

૯ સપરીયવસીત—છેડા સહિત. એક જીવ આશરે ભણવાનો છેડો આવે છે.

૧૦ અપરીયવસીત—છેડા રહિત. કેમકે. ઘણા જીવ આશરે ભણવાનો છેડો આવતો નથી.

૧૧ ગમિકશ્રુત—દૃષ્ટિવાદ બારમું અંગ.

૧૨ અગમિકશ્રુત—આ ચાર અંગ આદિ કાલિકસુત્ર.

૧૩ અંગપવિષ્ટ—બાર અંગ.

૧૪ અનંગપવિષ્ટ—આવસ્યક, ઉત્તરાધ્યયન વિગેરે.

હવે ૩ જું અવધિજ્ઞાન—મર્યાદા સહિત જાણે તે અવધીજ્ઞાન કહેવાય છે. તેના મુળ બે ભેદ છે.

૧ ભવપ્રત્યય અવધિજ્ઞાન--દેવતા નારકીને હોય છે.

૨ ક્ષયોપશ્મીક તે અવધિજ્ઞાન--મનુષ્ય તિર્યંચને હોય વળી તેના ૬ ભેદ છે.

---

૩ કાળ થકી ઉત્સર્પણી ( ચડતા ) અને અવસર્પણી ( ઉતરતા ) કાળ આશરે આદિ છે. કારણ કે ઉપર લખેલ ક્ષેત્રમાં કાળ બદલાય છે અને અવસ્થિત કાળ ( કાયમ કાળ ) આશરે અનાદિ છે. આ કાળ મહાવિદેહ ક્ષેત્ર વગેરેમાં છે.

૪ ભાવ થકી ભવ્ય જીવના શ્રુત આશરે આદિ અને અભવ્ય જીવના શ્રુત આશરે અનાદિ છે.

૧ અનુગામિક અવધિજ્ઞાન.—સાથે આવવું.
૨ અનાનુગામિક અવધિજ્ઞાન.—સાથે ન આવે તે.
૩ વર્ધમાન અવધિજ્ઞાન.—વૃદ્ધિ પામે તે.
૪ હાયમાન અવધિજ્ઞાન.—ઘટતું જાય તે.
૫ પડિવાય અવધિજ્ઞાન.-પડી જાય એટલે જતું રહે તે.
૬ અપડિવાય અવધિજ્ઞાન.—પડી ન જાય તે,

અવધિજ્ઞાન જે જગ્યાએથી ઉત્પન્ન થાય તે જગ્યાએથી બીજી જગ્યાએ જાય એટલે જતું રહે નહિ. અને સાથે આવે તે અનુગામિક; અને જે જગ્યાએ તે ઉત્પન્ન થાય ત્યાં જ્યાં સુધી તે માણસ રહે ત્યાં સુધી રહે બીજે જવાથી જતું રહે અને ફરીથી અસલ જગ્યાએ આવે ત્યારે પાછું અવધિજ્ઞાન આવે તે ભેદને અનાનુગામિક કહે છે. અને પરીણામ ઊંચી શ્રેણીએ ચઢવાથી વૃદ્ધિ પામે તે ત્રીજો ભેદ; અને પરીણામ બગાડવાથી ઘટતું જાય તે ચોથો ભેદ; ઉત્પન્ન થયા પછી પરીણામ બગડવાથી પડીવાય થઇ જાય એ પાંચમો ભેદ; અને કાયમ રહે તો અપડીવાય કહેવાય તે છઠ્ઠો ભેદ. એવં. અવધિજ્ઞાનના છ ભેદ થયા.

૪ ચોથું. મન:પર્યવ જ્ઞાન—તેના બે ભેદ છે.

૧ રૂજુમતિ, ૨ વિપુલ મતિ.

રૂજુમતિ મનઃ પર્યવજ્ઞાન.—મનના ભાવ સરળપણે જાણી શકે.

વિપુલમતિ મનઃ પર્યવજ્ઞાન.—મનના ભાવ ચોખ્ખા ( નિર્મળ ) વિસ્તીર્ણ જાણી શકે.

આ ભેદવાળું મન:પર્યવ જ્ઞાન આવ્યું જાય નહિ; મનઃ પર્યવ જ્ઞાનવાળો અઢીદ્વીપમાં સંજ્ઞિ પંચેંદ્રિયનાં મનોગત ભાવ જાણે તેમજ ઊંચે જોતિષી દેવતા, નીચે પ્રથમ નરકના ઉપલા પ્રતર સુધીમાં રહેલા જીવોના મનોગત ભાવને જાણે છે.

૫ પાંચમું. કેવળજ્ઞાન—સંપૂર્ણ જ્ઞાન આ જ્ઞાન ચાર ઘનઘાતી કર્મ ક્ષય થવાથી થાય છે.

હવે અજ્ઞાનના નીચે પ્રમાણે ત્રણ ભેદ છે.

૧ પહેલું. મતિ અજ્ઞાન—મતિ જ્ઞાનથી અવળું પ્રગમે તે.
૨ બીજું. શ્રુત અજ્ઞાન—શ્રુત જ્ઞાનથી અવળું પ્રગમે તે.
૩ ત્રીજું. વિભંગ (વિપર્યય) અજ્ઞાન-અવધિ જ્ઞાનથી અવળું પ્રગમે તે.

દર્શન ચાર છેઃ—

૧ પહેલું. ચક્ષુ દર્શન—આંખથી જોવું તે.

૨ બીજું. અચક્ષુ દર્શન—આંખ વિના ચાર ઇંદ્રીયોના જ્ઞાનથી જોવું તે.

૩ ત્રીજું. અવધિ દર્શન—અવધિ-(મર્યાદાથી) જોવું તે.

૪ ચોથું. કેવળ દર્શન—સંપૂર્ણ ચૌદ રાજલોક દેખે તે.

૧૦ દશમા બોલે કર્મ આઠ છે.

૧ પહેલું. જ્ઞાનાવરણીય કર્મ-જ્ઞાનનું આચ્છાદન કરનારૂં કર્મ, જેમ આંખનું તેજ હોવા છતાં ઉપર પાટો બાંધવાથી તેજ ઢંકાઈ જાય તેમ આ કર્મે જ્ઞાન ગુણ ઢાંકયો છે, (પદાર્થ જાણવા દે નહિ) તે કર્મ* નીચેના કારણથી બંધાય છે. ૧. જ્ઞાની જીવની નિંદા કરવાથી, ૨. આળ ચઢાવવાથી, ૩. ઉપકાર ઓળવવાથી, ૪. જ્ઞાન મેળવતાં અંતરાય પાડવાથી, ૫. જ્ઞાનીની

* કેટલાએક મુની તે સંબંધમાં નીચે પ્રમાણે જણાવે છે.-તેની અનુક્રમણીકા આ પ્રમાણે છે. ૧ જ્ઞાનની નિંદા કરવાથી ૨ જ્ઞાનીનો ઉપકાર ઓળવવાથી ૩ જ્ઞાનીની આસાતના કરવાથી. ૪ જ્ઞાન મેળવતાં અંતરાય પાડવાથી. ૫ જ્ઞાની ઉપર દ્વેષભાવ કરવાથી. ૬ જ્ઞાની સાથે ખોટા ઝગડા વિવાદ કરવાથી. એમ ૭ ભેદ થયા.

આશાતના કરવાથી, તેમજ ઝગડા વિખવાદ કરવાથી, આ કર્મ બંધાય છે. તેથી પાંચ જ્ઞાન પ્રગટ થતા નથી.

૨ બીજું. દર્શનાવરણીય કર્મ—દર્શનાવરણીય કર્મે અનંત દર્શન ગુણ ઢાંકયો છે, એટલે કે પદાર્થ દેખવા દે નહિ જેમ રાજાનો પોળીઓ રાજાનાં દર્શન કરતાં અટકાવે તેમ આ કર્મ આત્મારૂપ રાજાનાં દર્શન થવા દે નહિં. આ કર્મ* સમ્યક્દષ્ટિ જીવ વિગેરેની નિંદા કરવાથી, ૧ આળ ચઢાવવાથી, ૨ ઉપકાર ઓળવવાથી, ૩ બંધાય છે. તેથી નિર્મળ કેવળ દર્શન થવા દે નહિ.

૩ ત્રીજું. વેદનીય કર્મ—વેદનીય કર્મે અનંત અવ્યાબાધ આત્મિક સુખ રોકયું છે. અથવા પૌદ્‌ગલિક સુખ દુ:ખનો અનુભવ જેનાથી થાય તે વેદનીય કર્મ કહેવાય છે. આ કર્મ મધે તથા વિષે ખરડયા ખડગ્ સમાન છે. જેમ મધે ખરડેલ ખડગ્ જીભે ચાટવાથી મિઠાશ લાગે પણ જીભ કપાયાથી દુ:ખ થાય, તથા જેમ વિષે ખરડેલ ખડગ્ ચાટવાથી બંન્ને પ્રકારે દુ:ખ છે, એવા પ્રકારનું વેદનીય કર્મ છે તે કર્મ બંધાવાનાં કારણો:—૧. જીવની હિંસા કરવાથી. ૨. રીબાવવાથી, ૩. દુ:ખ દેવાથી, ૪. રોવરાવવાથી, ૫. ઝુરાવવાથી, ૬. કુટવા પીટવા વિગેરે કારણોથી અસાતા વેદનીય કર્મ બંધાય છે, તેથી વહાલાનો વિયોગ પડે, તાવ, મરકી, વિગેરે સસાધ્ય રોગ વિગેરે થાય; એમ નહિ

* કેટલાએક મુની આ કર્મના સંબંધમાં નીચે પ્રમાણે જણાવે છે—ચાર દર્શનવાળા જીવની નિંદા કરે. ૧. દર્શની જીવનો ઉપકાર ઓળવે. ૨. દર્શની જીવની આસાતના કરે. ૩. દર્શનની અંતરાય પાડે તે બીજાની ઇંદ્રીઓને નુકસાન કરે. ૪. દર્શની જીવ ઉપર દ્વેષ કરે. ૫. દર્શની સાથે ખોટા ઝગડા વિવાદ કરે. ૬. એવં ૭ ભેદ થયા.

કરવાથી સાતા વેદનીય કર્મ બંધાય અને સુખ તથા વૈભવ મળે.

૪ ચોથું. મોહનીય કર્મ—તે મદિરાપાન સમાન જેમ દારૂના નિશાવાળો માણુસ કાર્ય અકાર્ય જાણી શકે નહિ, તેમ આ કર્મ ( મોહ ) ને આધીન થયેલો માણુસ સમ્યક્ત્વ-વ્રત, પચ્ચખાણુ, રૂપ કલ્યાણુકારી વસ્તુને જાણી શકે નહિ, તેમ કર્મ બંધનરૂપ પૌદ્‌ગલિક વસ્તુના સ્વભાવને પણુ જાણી શકે નહિ. આ કર્મે ક્ષાયક સમ્યક્ત્વ ગુણુ રોકયો છે. એટલે સમ્યક્‌ત્વની પ્રાપ્તિ થવા દે નહિ તે કર્મ બાંધવાનાં કારણો:—તીવ્ર ક્રોધ, માન, માયા, લોભથી, ૧. કોઇને સમકિતથી ભૃષ્ટ કરે તેથી, ૨. અને ચારીત્રથી ભૃષ્ટ કરે તેથી, ૩. તેમજ ધર્મના બહાને હિંસા કરવાથી, ૪. ચારિત્રના ગુણુ ન હોય અને તે ગુણો મનાવી પૂજા પ્રતિષ્ઠા કરાવવાથી, ૫. આ કર્મ બંધાય છે, તેથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી.

૫ પાંચમું. આયુષ્ય કર્મ—તે હેડ સમાન જેમ ગુન્હેગારને કેદની શિક્ષા થઇ હોય અને તે શિક્ષા પુરી થયા વિના તે જેમ છુટો થાય નહિ એમ આ કર્મ ક્ષય થયા વિના ભવરૂપ કેદમાંથી છુટાય નહિ. માટે આ કર્મે અક્ષય સ્થિતિ ગુણુ રોકયો છે અને ભવસ્થિતિ બંધાય છે તેથી આયુષ્યની સ્થિતિ ભોગવાય તે આયુષ્ય સાત કર્મના શુભાશુભ યોગથી બંધાય છે.

*૬ છઠું. નામકર્મ—તે ચીતારા સમાન જેમ ચીતારો સ્ત્રી, પુરૂષ, હાથી, ઘોડા વિગેરેનાં વિવિધ પ્રકારનાં રૂપ ચીતરે છે. તેમ આ કર્મ વિવિધ જાતિ, યોનીમાં નામ ધારણુ કરાવે છે. આ કર્મે અમૂર્તિ ગુણુ રોકયો છે;

* નામ કર્મ. એટલે શરીર સમજવું.

એટલે સિદ્ધ ભગવાન્ રૂપ, અરૂપી ગુણ રોકયો છે. તથા મનોજ્ઞ, અમનોજ્ઞ વસ્તુની પ્રાપ્તિ કરાવનાર છે. મન, વચન, અને કાયાના સારા જોગ પ્રવર્તાવવા તથા કોઇની સાથે ઝગડા, ટંટા નહિ કરવાથી સારી વસ્તુની પ્રાપ્તિ થાય છે. અને તેથી ઉલટી રીતે વર્તવાથી અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. આ કર્મમાં સંસાર સંબંધીની સર્વે વસ્તુનો સમાવેશ થાય છે.

૭ સાતમું. ગોત્ર કર્મ—તે કુંભારના ચાકડા સમાન જેમ કુંભાર નાનાં મોટાં વાસણ ચાકડેથી ઉતારી તૈયાર કરે છે; અને તેમાં સારા માઠા પદાર્થો ભરાય છે. તેમ ગોત્ર કર્મ ઊંચ નીચ ગોત્ર પમાડે છે. આ કર્મે અગુરૂ લઘુ ગુણ રોકયો છે. અને ઉચ્ચ નીચાદિક ગોત્ર કરાવે છે. માન ન કરવાથી ઉચ્ચ ગોત્ર બંધાય છે. અને માન કરવાથી નીચ ગોત્ર બંધાય છે.

૮ આઠમું. અંતરાય કર્મ—તે રાજાના ભંડારી સમાન, જેમ ભંડારી રાજાનો ખજાનો સાચવે પણ વાપરી શકે નહિ, તેમ આત્માની શક્તિ છે. તથાપિ તે ફેરવવા સમર્થ નથી. આ કર્મે આત્મિક અનંત શક્તિ ગુણ રોકયો છે આત્માની અનંત શક્તિ પ્રગટ થવા દે નહિ. તથા છતી વસ્તુ હોવા છતાં દાન, લાભ, ભોગ, ઉપભોગ વિગેરે ભોગવટો લેવા દે નહિ તે બાંધવાનાં કારણો પાંચ છેઃ—

૧ દાન અંતરાય. ૨ લાભ અંતરાય, ૩ ભોગ અંતરાય, ૪ ઉપભોગ અંતરાય, ૫ વીર્ય અંતરાય, એટલે કે દાન દેતાં અટકાવે, ૧. લાભ થતો હોય તેમાં વિઘ્ન નાખે, ૨. ખાવા પીવામાં વિઘ્ન નાખે, ૩. વસ્ત્રાલંકાર પહેરવામાં અંતરાય નાખે, ૪. બળ, પરાક્રમ ફેરવવામાં પાડે, ૫. તેથી આ કર્મ બંધાય છે.

૧૧ અગીઆરમા બોલે ગુણ સ્થાનક ચૌદ છે તેના નામ કહેછેઃ—

૧ પહેલું. મિથ્યાત્ત્વ ગુણ સ્થાનક–વિતરાગ દેવની આજ્ઞાથી ન્યુનાધિક વિપરીત જાણી વર્તન કરે તે.

૨ બીજું. સાસ્વાદાન ગુણ સ્થાનક—સમકીતથી પડવાઈ થતી વખતે હોય તે, જેમકે જીવરૂપ આંબો, પ્રણુામ રૂપ ડાળ, સમકીત રૂપ ફળ, મોહરૂપ પવને કરીને પરીણુામરૂપ ડાળીથી સમકીતરૂપ ફળ તુટયું. પણ મિથ્યાત્વરૂપ જમીન ઉપર પડયું નથી, ત્યાં સુધી સાસ્વાદાન.

૩ ત્રીજું. મિશ્ર ગુણ સ્થાનક—બે વસ્તુ મળીને મિશ્ર થાય છે. જેમકે શિખંડ ખાટો અને મીઠો લાગે છે, તેમ સમકીતરૂપી મીઠાશ અને મિથ્યાત્ત્વરૂપી ખટાશ આ બે ભેળાં થયાં તે મિશ્ર ગુણ સ્થાનક આ ગુણ સ્થાનક વાળો બધા ધર્મ સરખા માને છે તે.

૪ ચોથું. અવિરતિ સમ્યક્ત્વ દૃષ્ટિ ગુણ સ્થાનકઃ—વ્રત પચ્ચખાણ ન કરી શકે, પણ સમકીત પાળે તે, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા ( કપટ ) લોભ, સમકીત, મોહિની, મિથ્યાત્ત્વ મોહિની, મિશ્ર મોહિની, આ સાત પ્રકૃતિ ક્ષય અથવા ઉપસમ કરવાથી આ ગુણ સ્થાનક પમાય છે. આ ગુણ સ્થાનકવાળો જીવ જઘન્ય ત્રીજે ભવે અને ઉત્કૃષ્ટ પંદરમે ભવે મોક્ષે જાય છે.

૫ પાંચમું. દેસવિરતિ ગુણ સ્થાનક—થોડે અંશે વ્રત, પચ્ચખાણ કરી શકે. આ ગુણ સ્થાનકવાળો જીવ શ્રાવક કહેવાય. તે અનંતાનુબંધી, ક્રોધ, માન, માયા, લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ, સમ્યક્ત્ત્વ મોહિની, મિથ્યાત્ત્વ મોહિની, મિશ્ર મોહિની, આ અગીઆર પ્રકૃતિ ક્ષય અથવા ઉપસમ કરવાથી આ ગુણ સ્થાનક પમાય છે. અને તે યથાશક્તિ વ્રત,

પચ્ચખાણુ કરે, અને વિતરાગ દેવની આજ્ઞા આરાધે, આ ગુણુ સ્થાનક વાળો જીવ જઘન્ય ત્રીજે ભવે એને ઉત્કૃષ્ટ પંદરમે ભવે મોક્ષે જાય.

૬ છઠું. પ્રમત્ત સંજતી ગુણુ સ્થાનક—પરમાદી સાધુપણું, અગીઆર પ્રકૃતિ પૂર્વની અને પચ્ચખાણુાવર્ણીય ક્રોધ, માન, માયા, લોભ એ પંદર પ્રકૃતિ ક્ષય કે ઉપસમાવે ત્યારે આ ગુણુ સ્થાનક પમાય છે આ ગુણુ સ્થાનક વાળો જીવ જઘન્ય ત્રીજે ભવે અને ઉત્કૃષ્ટ પંદરમે ભવે મોક્ષે જાય છે.

૭ સાતમું. અપ્રમત્ત સંજતી ગુણુ સ્થાનક—તે અપ્રમાદી સાધુ, આ ગુણુ સ્થાનક વાળો પાંચ *પરમાદ ( મદ, વિ-

---

* ૧ મદ—અહંકાર તેના આઠ ભેદ છે. જાતિમદ, ૧ કુલમદ, ૨ બળમદ, ૩ રૂપમદ, ૪ તપમદ, ૫ સુત્રમદ, ૬ લાભમદ, ૭ ઠકુરાઇમદ; ૮

૨ વિષય—પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષય બારમા બોલમાં આવશે.

૩ કષાય—કષાયના ૧૬ તથા નોકષાયના ૯ મળી એકંદર ૨૫ ભેદ નીચે વર્ણવ્યા છેઃ—

૧ અનંતાનુબંધી ક્રોધપર્વતની રાઇ સમાન, જેમ પર્વત ફાટયો થકો ભેગો થાય નહિ તેમ તે માણુસ જેનાથી ઝેર કરે તેની સાથે મરતા સુધી વેર રાખે પણુ વેર દૂર કરી એક થાય નહિ.

૨ અનંતાનુબંધીમાન—પત્થરના સ્તંભ સમાનજેમ પત્થરનો સ્તંભ નમે નહિ તેમ માણુસ પણુ નમે નહિ.

૩ અનંતાનુબંધી માયા—વાંસની ગાંઠ સમાન જેમ વાંસની ગાંઠમાં વળીયાં ઘણાં હોય તેમ આ મનુષ્યમાં કપટના આંટા ઘણા હોય. તથા જેમ વાંસની ગાંઠ મજબુત હોય તેમ આ માણુસ પણુ માયા ( કપટ ) માં મજબુત હોય છે.

૪ અનંતાનુબંધી લોભ—કીરમજી રંગ સમાન જેમ કીરમજી રંગ કોઇ પણુ ઉપચારથી જાય નહિ તેમ આ માણુસનો લોભ છુટે નહિ. આ ચાર કષાય, અનંતાનુંબંધી, તે અનંતાભવનો અનુબંધ કરાવે એટલે બંધ કરે અર્થાત અનંતાભવના બંધ કરાવે તે,

ષય, કષાય, નિદ્રા, વિકથા. ) છાંડે, અને પંદર પ્રકૃતિ પૂર્વે કહી તે અને સંજવલનો ક્રોધ એ સોળ પ્રકૃતિનો ક્ષય અથવા ઉપસમ કરવામાં આવે ત્યારે

---

આ કષાયથી સમ્યક્ દર્શન આવે નહિ. કદાપિ સમ્યક્ત્વ પામ્યા પછી આ કષાયનો ઉદય થાય, તો સમ્યક્ત્વનો નાશ થાય છે. આ કષાય જાવ જીવની સ્થિતિના છે. અને નરક ગતિમાં લઇ જનાર છે.

૫ અપ્રત્યાખ્યાની ક્રોધ—તળાવના ખોટ સમાન, જેમ તળાવના ખોટમાં તરડ પડી હોય પણ વરસ દિવસે ફરીથી પાણી તળાવમાં આવતાં પાણીથી ભીંજાઇ તરડ ભેળી થાય એવી રીતે આવા ક્રોધવાળો જેના પ્રતિ ક્રોધ હોય, તેનું વૈર એક વરસમાં છોડી દે.

૬ અપ્રત્યાખ્યાની માન—હાડકાના સ્થંભ સમાન—આ સ્થંભ પત્થરના કરતાં નરમ હોય છે. તેમ આ માણુસ પૂર્વના માનવાળા માણુસના કરતાં નરમ હોય છે.

૭ અપ્રત્યાખ્યાની માયા—ઘેટાના શીંગડા સમાન, જેમ ઘેટાનાં શીંગમાં વાંસની ગાંઠ ( જડ ) કરતાં કંઇક ઓછી વાંકાશ વળેલી હોય છે, તેમ આ માયા વાળો માણુસ કંઇક સરળ સ્વાભાવિક હોય છે.

૮ અપ્રત્યાખ્યાની લોભ—નગરની ગટરના ગંધાઇ ગએલા કાદવ સમાન છે. જેમ આ કાદવમાં કપડું પડી ગયું હોય અને તે ધોવાના સંસ્કારથી સાફ થઇ જાય છે. તેમ આ લોભવાળા માણુસનો લોભ અમુક સમયે સમાઈ જાય છે.

આ ચાર કષાય " અપ્રત્યાખ્યાન " તે દેશવિરતિ ( શ્રાવકપણું ) આવવા દે નહિ. કદાપિ શ્રાવકપણું આવ્યા પછી આ કષાય આવે તો શ્રાવકના ગુણુનો નાશ કરે છે. તે કોઈ પ્રકારે કષાય ઉત્પન્ન થાય તો એક વર્ષ સુધી રહે, અને તે મુસ્કેલીથી દુર થઇ શકે આ કષાયમાં મૃત્યુ પામે તો તિર્યંચની ગતિમાં જાય.

૯ પચ્ચખાણા વરણીય ક્રોધ—વેળુમાં લીટી સમાન. એ લીટી થોડા વખતમાં જેમ ભેળી થઇ જાય, તેમ આ ક્રોધ પણુ સમાઇ જાય.

૧૦ પચ્ચખાણુ વરણીયમાન—લાકડાના સ્થંભ સમાન જેમ લાકડાનો સ્થંભ ભાંગતાં વાર લાગે નહિ તેમ આ માનવાળાનું માન જતાં વાર લાગે નહિ.

આ ગુણ સ્થાનક પમાય છે. અહિં શુદ્ધ ચારિત્ર ગુણ પ્રકટે છે, માટે અપ્રમત્ત ગુણ સ્થાન, કહેવાય છે તે ગુણ સ્થાનકવાળો જીવ જઘન્ય તેજ ભવે મોક્ષે જાય, અને ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય.

---

૧૧ પચ્ચખાણાવરણીય માયા—બળદના મુત્ર સમાન, જેમ મુત્ર જમીન ઉપર પડવાથી વંકાશ થાય, તેમ આ માયાવાળાનું જાણવું, પણ તેની ઘેટાંના શીંગડાંથી થોડી વંકાશ હોય.

૧૨ પચ્ચખાણાવરણીય લોભ—ગાડાના ખંજન સમાન ગાડાની મળી કપડે લાગવાથી ડાઘ પડે પણ પાણીમાં ધોવાથી તે જેમ સાફ થઇ જાય તેમ આ જીવનો લોભ સમાઇ જાય. આ ચાર કષાય "પ્રત્યાખ્યાના વરણીય" કહેવાય છે તે સાધુપણાના ગુણો (પંચ મહાવ્રતાદિકનું) આવરણ કરે છે. અર્થાત્ સાધુપણું આવવા દે નહિ. કદાપિ સાધુપણું આવ્યા પછી તે કષાયનો ઉદય થાય તો સાધુપણાના ગુણોનો નાશ કરે છે. તેની સ્થિતિ ચાર માસની છે. આ કષાયમાં મૃત્યુ પામે તો તે જીવ મનુષ્ય ગતિમાં જાય.

૧૩ સંજવલ ક્રોધ—પાણીમાં લીટી સમાન.

૧૪ સંજવલ માન—નેતરના સ્થંભ સમાન.

૧૫ સંજવલ માયા—વાંસની છોઇ સમાન.

૧૬ સંજવલ લોભ—હળદર તથા પતંગના રંગ સમાન.

આ ચાર કષાય "સંજવલ" તે ઘણાજ પાતળા છે. તે ઘાત કરે તો કેવળ જ્ઞાનની એટલે કેવળ જ્ઞાનની ઉત્પત્તિ થવા દે નહિ. તેની સ્થિતિ પંદર દિવસની છે. અને ગતિ કરે તો દેવતાની આ ઉપર કહેલ સોળે કષાય અનુક્રમે સમકીત ૧ શ્રાવકના ગુણ, ૨ સાધુના ગુણ ૩ કેવળ જ્ઞાનની અનંત, આત્મીક શક્તિ ૪ યથાખ્યાત, ચારિત્ર, શુકલ ધ્યાન, વિગેરે અપૂર્વ ગુણોનો નાશ કરે છે. માટે શુદ્ધ ભાવથી કષાય તજવા. હવે નવનો કષાય (કષાય નહિ પણ કષાયને ઉત્પન્ન કરનાર) કહેવામાં આવશે.

૧ હાંસ્ય, ૨ રતિ, ૩ અરતિ, ૪ ભય, ૫ શોક, ૬ દુગંચ્છા, ૭ સ્ત્રીવેદ, ૮ પુરૂષવેદ, ૯ નપુંસકવેદ. એ નવ નોકષાય અને ૧૬ કષાય મળી ૨૫ કષાય થયા.

૮ નીયટ્ટી બાદર ગુણુ સ્થાનક—આ ગુણુ સ્થાનક બાદર ( મોટી ) ક્રિયાથી નિવર્તે છે. એને તે સોળ પ્રકૃતિ પૂર્વની અને સંજવલનું માન એ સત્તર પ્રકૃતિનો ક્ષય કરે અથવા ઉપસમાવે ત્યારે આ ગુણુ સ્થાનક પમાય છે. આ ગુણુ સ્થાનકનું બીજું નામ-અપૂર્વ-કરણ ગુણુ સ્થાનક કહેવાય છે. આ ગુણુ સ્થાનક-વાળો જીવ જઘન્ય તેજ ભવે અને ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય.

---

૪ નિંદ્રા પાંચ પ્રકારની છે:—

૧ નિંદ્રા—સુખેથી જાગ્રત થાય તેવી ઊંઘ

૨ નિંદ્રા નિંદ્રા—દુઃખથી બહુ મહેનતથી જાગ્રત થાય તેવી ઊંઘ.

૩ પ્રચલા—ઉઠતાં, બેસતાં નિંદ્રા આવે તે,

૪ પ્રચલા પ્રચલા—હાલતાં ચાલતાં ઊંઘ આવે તે

૫ થીણુદ્ધિ નિંદ્રા—દિવસનું ચિંતવેલું કાર્ય રાત્રિમાં ઊંઘમાં ને ઊંઘમાં કરી આવે તે, આ નિંદ્રાવાળો વાસુદેવના અર્ધબળ યુક્ત હોય છે. તે નરકગામી સમજવો. એવી નિદ્રામાં કાળ કરે તો તે જીવ નર્કમાં જાય છે.

૫ વિકથા ચાર પ્રકારની છે.

૧ સ્ત્રીકથા, ૨ ભત્તકથા, ૩ દેશકથા, ૪ રાજકથા, આ ચાર ( કર્મ બંધનની ) વિકથા છે. તેમાં બીજી ત્રણુ કથા ભેળવતાં સાત પ્રકારની વિકથા થાય છે. તે ત્રણુ; દંશણુ ભેયણી—સમ્યકત્વનો નાશ કરવાવાળી, કુદેવ, કુધર્મ, કુગુરૂ વિગેરેનાં વખાણુ, પ્રશંસા કરવી, ખોટાને માનવાં પુજવાં વિગેરે દંશણુ ભેયણી કથા. ૬ ચારિત્ર ભેયણી—ચારિત્રના ભેદની કથા જે કરવાથી ચારિત્ર નાશ પામે તે. તથા શ્રાવકના વ્રતમાં કાંઇ નથી, વ્રત પચ્ચખાણુ કરવાથી શું લાભ છે, તેમજ સાધુપણામાં કાંઇ નથી, સાધુ થવાથી શો લાભ છે. વિગેરે કહેવું તે ચારિત્ર ભેયણી વિકથા કહેવાય છે. ૭ મીયુકાલણીયા—મુવા સંબંધી રોવું, કુટવું, શોક, સંતાપ રાખવો, તેને વારંવાર સંભારવો, ગુણદોષ યાદ લાવી તે પ્રકાશવા, કાણુકુટણું વિગેરે કરવું તે મીયુકાલણીયા વિકથા કહેવાય છે.

૯ અનીયટ્ટી બાદર ગુણુ સ્થાનક—જે સર્વથા પ્રકારે નિવર્ત્યો નથી, અંશ માત્ર હજી બાદર સંપરાય ક્રિયા રહી છે. આ ગુણુ સ્થાનકવાળો સત્તર પ્રકૃતિ પૂર્વની, અને સંજવલની માયા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંશકવેદ. એ એકવીશ પ્રકૃતિનો ક્ષય કરે કે ઉપસમાવે ત્યારે આ ગુણસ્થાનક પમાય છે. આ ગુણસ્થાનકવાળો જીવ જઘન્ય તેજ ભવે અને ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય.

૧૦ સૂક્ષ્મ સંપરાય ગુણુ સ્થાનક—સૂક્ષ્મ ( થોડી–લગારેક ) પાતળીસી સંપરાય ( બાદર, મોટી ) ક્રિયા રહી છે તે. આ ગુણુ સ્થાનકવાળો એકવીશ પ્રકૃતિ પૂર્વની ને હાંસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા, એ સત્તાવીશ પ્રકૃતિનો ક્ષય કરે કે ઉપસમાવે ત્યારે આ ગુણસ્થાનક પમાય છે. આ ગુણસ્થાનકવાળો જીવ જઘન્ય તેજ ભવે અને ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય.

૧૧ ઊપશાન્ત મોહ ગુણુ સ્થાનક—તે ઉપ સમાવ્યો છે. મોહ સર્વથા. આ ગુણુ સ્થાનકવાળો અઠ્ઠાવીશ પ્રકૃતિ, મોહનીય કર્મની સર્વથા ઢાંકે, ઉપસમાવે. તે સત્તાવીશ પ્રકૃતિ પૂર્વની અને સંજવલનો લોભ એ અઠ્ઠાવીશ પ્રકૃતિને ઉપસમાવે છે. આ ગુણુ સ્થાનકવાળો જથાખ્યાત ચારિત્રપણે વર્તે તેવામાં જો કાળ કરે તો

---

આ પ્રમાણે સાત પ્રકારની વિકથા કહેવાથી મહાકર્મબંધન થાય છે. અને તેને પરિણામે અનંત સંસારમાં રખડવું પડે છે.

ઉપરના મદ, વિષય, કષાય, નિંદ્રા, વિકથા એ પાંચ પ્રમાદ સેવવાથી જીવ સંસારમાં અનંતભવ કરે છે, કહ્યું છે કેઃ—

गाथा.

**मद विषय कषाय, निंदा विगहा पंचमा भणीया ॥ ए ए पंच पमाया, जीवा पडंती संसारे ॥ १ ॥**

અનુત્તર વિમાને જાય. પછી મનુષ્ય થઈ મોક્ષે જાય, અને જો સૂક્ષ્મ લોભનો ઉદય થાય તો, પ્રડી, દશમે ગુણસ્થાનકે આવે, અને ત્યાંથી જો સર્વથા પડે તો પહેલે ગુણસ્થાનકે જાય, પણ અગીઆરમેથી ચડવું નથી.

૧૨ ક્ષીણ મોહ ગુણ સ્થાનક—આ ગુણ સ્થાનકવાળો સર્વથા અઠ્ઠાવીસ પ્રકૃતિનો ક્ષય કરે, તે પ્રકૃતિ અગીઆરમા ગુણ સ્થાનકમાં બતાવેલ છે, તે સર્વ ક્ષપાવે છે,-(નાશ કરે છે.)

૧૩ સયોગી કેવળી ગુણ સ્થાનક—આ ગુણ સ્થાનકવાળો મન, વચન, અને કાયાના જોગ સહિત કેવળજ્ઞાનપણે વિચરે છે.

૧૪ અયોગી કેવળી ગુણ સ્થાનક—મન, વચન, અને કાયાના યોગ રહિત, કેવળજ્ઞાન સહિત વિચરે તે.

૧૨ બારમા બોલે પંચેદ્રિયના તેવિસ વિષય.

૧ શ્રોતેંદ્રિયના ત્રણ વિષયઃ—

૧ જીવ શબ્દ—મનુષ્ય, પશુ, પક્ષી વીગેરેના.
૨ અજીવ શબ્દ—ફોનોગ્રાફ, ઘડીયાળ વીગેરેના અવાજ થાય તે.
૩ મિશ્ર શબ્દ—મનુષ્ય બેન્ડ વાજું વગાડે તેથી જીવ, અજીવ, મળી શબ્દ થાય તે.

૨ ચક્ષુરિંદ્રિયના પાંચ વિષય—

૧ કાળો, ૨ નીલો, ૩ પીળો, ૪ ધોળો, ૫ રાતો, આ પાંચવર્ણ (રંગ) દેખાય છે તે.

૩ ઘ્રાણેંદ્રિયના બે વિષય.

૧ સુગંધ, ૨ દુર્ગંધ.

૪ રસેંદ્રિયના પાંચ વિષય.

૧ તીખો, ૨ કડવો, ૩ કસાયલો, ૪ ખાટો, ૫ મીઠો.

૫ સ્પર્શેંદ્રિયના આઠ વિષયઃ—

૧ સુંવાળો, ૨ ખરખરો, ૩ હલકો, ૪ ભારે, ૫ શિત, ૬ ઉષ્ણ, ૭ લુખ્ખો, ૮ ચોપડયો.

આ તેવીસ વિષય રાગ દ્વેષથી સેવે તો અનંતો સંસાર વધારે, અને રાગદ્વેષ રહિત મધ્યસ્થ ભાવે વર્તે તો કર્મનો ક્ષય કરે.

૧૩ તેરમા બોલે દશ પ્રકારનાં મિથ્યાત્વ.

૧ જીવને અજીવ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૨ અજીવને જીવ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૩ ધર્મને અધર્મ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૪ અધર્મને ધર્મ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૫ સાધુને કુસાધુ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૬ કુસાધુને સાધુ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૭ જૈનમાર્ગને અન્યમાર્ગ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૮ અન્યમાર્ગને જૈનમાર્ગ શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૯ મુક્તિએ ગએલાને નહિ ગયેલા શ્રદ્ધે તે મિથ્યાત્વ.
૧૦ મુક્તિએ નહિ ગએલાને ગયેલા શ્રદ્ધે તે મિથ્યાત્વ.

આ સિવાય બીજા પંદર ભેદઃ—

૧ અભિગ્રાહીક મિથ્યાત્વ—ખરા ખોટાની ખબર વિના ખોટાને પકડી રહી મુકે નહિ તે.
૨ અનાભગ્રહીક મિથ્યાત્વ—જગતમાં જેટલા દેવગુરૂ છે, તે સર્વ દેવ ગુરૂ માને.
૩ અભિનિવેશિક મિથ્યાત્વ—તિર્થંકરનો માર્ગ જાણતાં છતાં અન્ય ધર્મનો ઉપદેશ આપે તે.
૪ અનાભોગ મિથ્યાત્વ—જેમાં બીલકુલ જાણપણું હોય નહિ તે.
૫ સંશયીક મિથ્યાત્વ—કયો મત ખરો અને કયો મત ખોટો તે નક્કી નહિ કરતાં સંશય રાખે તે.

૬ લૌકિક મિથ્યાત્વ—લોકને વિષે જે દેવદેવલાં ઘડી કોરી બેસાડયાં છે, તે તથા ઢાંગી ગુરૂને માને તે.

૭ લોકોત્તર મિથ્યાત્વ-તિર્થંકર, દેવ, તથા ગુરૂના સંસારી લાભની લાલચે માનતા કરે તે, તથા આ લોકના લાભની ઇચ્છા એ વ્રત પચ્ચખાણુ કરે તે. તથા જૈન નામ ધરાવી ધર્મ નિમિતે હિંસા કરે તે, તથા વેશ ધારીને માને તે.

૮ કુપ્રાવચન મિથ્યાત્વ-ત્રણુસેને ત્રેસઠ પાખંડીના મતને માને તે.

૯ જૈન માર્ગથી ઓછું પ્રરૂપે તે મિથ્યાત્વ.

૧૦ જૈન માર્ગથી અધિક પ્રરૂપે તે મિથ્યાત્વ.

૧૧ જૈન માર્ગથી વિપરીત પ્રરૂપે તે મિથ્યાત્વ.

૧૨ અવિનય મિથ્યાત્વ.

૧૩ અક્રિયાકરણી મિથ્યાત્વ.

૧૪ અજ્ઞાન મિથ્યાત્વ.

૧૫ અશાતના મિથ્યાત્વ.

આ પંદર મિથ્યાત્વ સાથે પ્રથમનાં દશ મિથ્યાત્વ ગણુતાં પચીસ પ્રકારનાં મિથ્યાત્વ થાય છે.

૧૪ ચાૈદમા બોલે નવ તત્વના જાણુપણુા વિષે.

એકસોને પંદર બોલ નીચે પ્રમાણે.—

૧ જીવતત્વના ચાૈદ ભેદ છે—અપર્યાપ્ત—પર્યાપ્ત

૨ સૂક્ષ્મ એકેંદ્રિયના બે ભેદ ૧–૧

૨ બાદર એકેંદ્રિયના બે ભેદ ૧–

૨ બેઇંદ્રિયના બે ભેદ ૧–૧

૨ તેઇંદ્રિયના બે ભેદ ૧–૧

૨ ચતુરિંદ્રિયના બે ભેદ ૧–૧

૨ અસંજ્ઞી પંચેદ્રિયના બે ભેદ ૧–૧

૨ સંજ્ઞી પંચેદ્રિયના બે ભેદ ૧-૧

જેને જેટલી પર્યાય હોય એ પુરી ન બાંધે ત્યાં સુધી અપર્યાપ્તા કહેવાય, અને પુરી પર્યાય બાંધે ત્યારે પર્યાપ્તા કહેવાય.

પર્યાયના અર્થ ઉપરના પાંચમા બોલમાં આવી ગયા છે.

અજીવ તત્વના ચૌદ ભેદ છે--

ધર્માસ્તી કાયના ૩ ભેદ સ્કંધ ૧-દેશ ૨-પ્રદેશ-૩

અધર્માસ્તીકાયના ૩ ભેદ સ્કંધ ૧-દેશ ૨-પ્રદેશ-૩

આકાસ્તીકાયના ૩ ભેદ સ્કંધ ૧-દેશ ૨-પ્રદેશ-૩

એમ નવ ભેદ થાય.

* સ્કંધ એટલે આખો, દેશ એટલે આખાનો થોડો ભાગ, પ્રદેશ એટલે થોડાનો થોડો ભાગ (બારીક ભાગ) અર્થાત્ જેનો બીજો ભાગ કલ્પી ન શકાય તે. દષ્ટાન્તકે જેમ તલનો લાડુ તે સ્કંધ, તેનો થોડો ભાગ જુદો પાડયા વિના કલ્પીએ તે દેશ, અને એક તલરૂપ પ્રદેશ જાણુવો. તેવીજ રીતે આ આખો લોક તે સ્કંધ, લોકોનો એક ભાગ જે મનુષ્યલોક તે દેશ. અને તેના સૂક્ષ્મમાં સુક્ષ્મ ભાગ કે જેના કોઇ પણ રીતે બે ભાગ ન થઇ શકે તે પ્રદેશ. આમ નવ ભેદ જાણુવા.

ઉપરના નવ ભેદને દશમો ભેદ અધ્ધાસમયકાળ નો છે. એ દશ ભેદ અરૂપી અજીવનાને રૂપી અજીવ (પુદ્ગલ) ના ચાર ભેદ સ્કંધ, દેશ, પ્રદેશ, પર્માણુ પુદ્ગળ. મળી ચૌદ ભેદ અજીવ તત્વના સંપૂર્ણ.

૩ પુન્ય તત્વના નવ ભેદ.

૧: અન્ન પુન્ને-અન્ન આપવાથી.

---

* સ્કંધ તે આખો ભાગ-૧ દેશ તે સ્કંધનો અર્ધભાગ ૨ પ્રદેશ તે સ્કંધનો ચોથો ભાગ ૩

૨ પાણુપુન્ને–પાણી આપવાથી.
૩ લયણુપુન્ને–જગ્યા આશ્રય આપવાથી.
૪ સયણુપુન્ને–શય્યા આપવાથી,
૫ વત્થપુન્ને–વસ્ત્ર આપવાથી.
૬ મન્નપુન્ને–મનવડે બીજાનું ભલુ ઇચ્છવાથી.
૭ વચનપુન્ને–વચન શાતાકારી બોલવાથી.
૮ કાયપુન્ને–કાયાથી બીજાનું ભલું કરવાથી.(પરો-
પકાર કરવાથી.)
૯ નમસ્કારપુન્ને—ગુણવંતને નમસ્કાર કરવાથી
અને નમ્રતા બતાવ્યાથી.

આ નવ પ્રકારનાં પુન્ય કરવાથી સંસાર સંબં-
ધી સર્વ પ્રકારનાં સુખ, વૈભવ મળે છે.

૪ પાપ તત્વના અઢાર ભેદ.

૧ પ્રાણાતિપાત—જીવ હિંસા કરવાથી.
૨ મૃષાવાદ—જુઠું બોલવાથી.
૩ અદત્તાદાન—ચોરી કરવાથી.
૪ મૈથુન—વિષય સેવવાથી.
૫ પરિગ્રહ—જમીન, મકાન, ધન, મનુષ્ય, પશુ,
પક્ષી, ઘરવખરી, વિગેરે ગ્રહણ કરવાથી.
૬ ક્રોધ—ગુસ્સો કરવો તે.
૭ માન—અહંકાર કરવો તે.
૮ માયા—કપટ કરવું તે.
૯ લોભ—તૃષ્ણા કરવાથી.
૧૦ રાગ—સ્નેહ પ્રીતિ રાખવી તે.
૧૧ દ્વેષ—અદેખાઇ કરવી તે.
૧૨ કલહ—કજીઆ કંકાસ કરવા તે.
૧૩ અભ્યાખ્યાન—કોઇના ઉપર આળ ચઢાવવું તે.

૧૪ પૈશુન્ય—ચાડી ચુગલી કરવી તે.
૧૫ પરપરિવાદ--પારકું વાંકું બોલવું તે.
૧૬ રતિ અરતિ—રતિ-ગમતી વસ્તુમાં, તથા પાપ-કાર્યમાં રાજી થવું તે. અરતિ-ધર્મ કરીને, તથા અણગમતી વસ્તુ મળ્યેથી દિલગીર થવું તે.
૧૭ માયામોશો-કપટ સહિત જુઠું બોલવું તે.
૧૮ મિથ્યાદંસણસલ્ય-કુગુરૂ, કુદેવ, કુધર્મની, શ્રદ્ધા રાખે, એટલે કે વિતરાગની આજ્ઞાથી ઉલટું માને તે.

૫ આશ્રવ તત્વના વીસ ભેદ—

૧ મિથ્યાત્વ આશ્રવ-મિથ્યાત્વ સેવવું તે.
૨ અવ્રત આશ્રવ-વ્રત ન કરવું તે.
૩ પ્રમાદ આશ્રવ-પ્રમાદ સેવવું તે.
૪ કષાય આશ્રવ-કષાય સેવવો તે.
૫ અશુભ જોગ આશ્રવ-મન, વચન, કાયાના, જોગ માઠા પ્રવર્તાવે તે.
૬ પ્રાણાતિપાત આશ્રવ-હિંસા કરવી તે.
૭ મૃષાવાદ આશ્રવ-જુઠું બોલવું તે.
૮ અદત્તાદાન આશ્રવ-ચોરી કરવી તે.
૯ કુશિલ આશ્રવ-શિયલનો ભંગ કરવો તે, (વિષય સેવવો તે.)
૧૦ પરિગ્રહ આશ્રવ-પરિગ્રહની તૃષ્ણા રાખવી તે.
૧૧ શ્રોતેંદ્રિય મોકળી મુકે તે, આશ્રવ.
૧૨ ચક્ષુઇંદ્રિયને મોકળી મુકે તે, આશ્રવ.
૧૩ ઘ્રાણેંદ્રિયને મોકળી મુકે તે, આશ્રવ.
૧૪ રસેંદ્રિયને મોકળી મુકે તે, આશ્રવ.
૧૫ સ્પર્શેંદ્રિયને મોકળી મુકે તે, આશ્રવ.
૧૬ મન મોકળું મુકે તે, આશ્રવ.

૧૭ વચન મોકળું મુકે તે, આશ્રવ.
૧૮ કાયા મોકળી મુકે તે, આશ્રવ.
૧૯ ભંડોપકરણ અજતનાએ લે અથવા મુકે તે આશ્રવ. (દરેક વસ્તુ વિવેક રહિત જેમ તેમ વાપરવાથી આશ્રવ આવે તે.)
૨૦ સુચીકુસગસેવે તે આશ્રવ–સોયની અણી તથા ડાભના અગ્ર ભાગ ઉપર રહે તેટલી વસ્તુ અજતનાએ લે, મુકે, તોપણ આશ્રવ આવે છે. તથા ડાભ કે સોયની અણી ઉપર પાણી રહે એટલું પણ પાપ કરે તો આશ્રવ.

૬ સંવર તત્વના વીસ ભેદ—

૧ સમકીત સંવર–વિતરાગના પ્રરૂપેલ ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી તે, તથા સમભાવ તે.
૨ વ્રત પચ્ચખાણ સંવર–વિતરાગના માર્ગ પ્રમાણે જ્ઞાન સહિત વ્રત પચ્ચખાણ કરવાં તે.
૩ અપ્રમાદ સંવર–પ્રમાદ ન કરે તે.
૪ અકષાય સંવર–કષાય ન કરવો તે.
૫ શુભ જોગ સંવર–મન, વચન, અને કાયાના, જોગ ભલી રીતે પ્રવર્તાવવા તે.
૬ પ્રાણાતિપાત ન કરે તે સંવર–જીવદયા પાળે તે.
૭ મૃષાવાદ ન બોલે તે સંવર–સત્ય બોલે તે.
૮ અદત્તા દાન ન લે તે સંવર–ચોરી ન કરે તે.
૯ મૈથુન ન સેવે તે સંવર–શિયળ પાળે તે.
૧૦ પરિગ્રહ ન રાખે તે સંવર–પરિગ્રહ ઉપરથી મૂર્છા ભાવ ઉતારે તે.
૧૧ શ્રોતેંદ્રિય વશ કરે તે સંવર–સારા નરસા શબ્દો સાંભળી રાગ દ્વેષ ન કરે તે સંવર.
૧૨ ચક્ષુઇન્દ્રિય વશ કરે તે સંવર–સારી નરસી

વસ્તુ દેખી રાગ દ્વેષ ન કરે તે-સંવર.

૧૩ ઘ્રાણેંદ્રિય વશ રાખે તે સંવર-ગંધાદિ વસ્તુ ઉપર રાગ દ્વેષ ન આણે તે સંવર (સુગંધી દુર્ગંધી ઉપર રાગ દ્વેષ ન કરે.)

૧૪ રસેંદ્રિય વશ કરે તે સંવર-ખાવાની સારી નરસી ચીજ ઉપર રાગ દ્વેષ ન લાવે તે સંવર.

૧૫ સ્પર્શેન્દ્રિય વશ કરે તે સંવર-સારાં નરસાં વસ્ત્રો ઉપર રાગ દ્વેષ ન કરે તે સંવર. (સારા નરસા સ્પર્શ ઉપર રાગ દ્વેષ ન કરે તે સંવર.)

૧૬ મન વશ કરે તે સંવર-મન કબજે કરે તે.

૧૭ વચન વશ કરે તે સંવર-જીભ વશ કરે તે.

૧૮ કાયા વશ કરે તે સંવર-કાયા વશ કરે તે.

૧૯ ભંડોપકરણ જતના એ લે, મુકે તે સંવર. (દરેક વસ્તુ જતના એ લે, મુકે તે સંવર.)

૨૦ સુચીકુસગ ન સેવે તે સંવર-થોડામાં થોડી સોય, કે ડાભની અણી ઉપર રહે તેટલી વસ્તુ જતના એ લે, મુકે તે સંવર.

૭ નિર્જરા તત્વના બાર ભેદઃ—

૧ અન્નસનતપ-ચારે આહારનો ત્યાગ કરવો તે, જેટલે અંશે ત્યાગ કરે તેટલે અંશે તપ નીપજે. (નોકારશી, પોરસી, ઉપવાસથી. તે છમાસી તપ. તથા સંથારો કરે ત્યાં સુધી તે.)

૨ ઉણોદરી તપ-ઓછું કરવું તે ખાવા, પીવા, પહેરવા, વીગેરેની જેટલી વસ્તુ વાપરવાની હોય, તેથી ઓછું વાપરવું, એના ભેદ શાસ્ત્રમાં ઘણા બતાવ્યા છે.

૩ વૃત્તિ સંક્ષેપતપ-દરેક વૃત્તિને સંકોચી મર્યાદામાં રાખવી તે.

*૪ રસપરિત્યાગ તપ–દરેક મીઠી રસબાળી ચીજનો ત્યાગ કરવો તે, તથા વિગય, ઘી, દુધ, દહી, સાકર, વીગેરેનો ત્યાગ કરવો તે.

૫ કાયા કલેશ તપ–કાયાને તપસાદિક વડે દમવી તે.

૬ પડિસલિનતા તપ–અંગોપાંગનું ગોપવવું તે, આ છ પ્રકારનો બાહ્યતપ છે.

૭ પ્રાયશ્ચિત તપ–પાપનું આલોવણુ લેવું તે.

૮ વિનયતપ–ગુરૂઆદિકની ભક્તિ કરવી, સ્તુતી કરવી, અશાતના ટાળવી, નમ્રતા રાખવી તે.

૯ વૈયાવચ તપ–કોઇની ભક્તિ, સેવા, કરવી તે.

૧૦ સઝાયતપ–સૂત્ર સિદ્ધાંન્તનું સાંભળવું, ભણવું, પરિયટણુ, કરવું તે.

૧૧ ધ્યાનતપ–શુભ ધ્યાન ધરવું તે.

૧૨ કાયોત્સર્ગ તપ–મન, વચન, કાયા, સ્થિર રાખી કાઉસગ્ગ કરવો તે.

આ છ પ્રકારનો અભ્યંતર તપ છે, બન્ને મળી બાર ભેદ થયા.

૮ બંધતત્વના ચાર ભેદ—

૧ પ્રકૃતિબંધ–આઠ કર્મની જુદી જુદી પ્રકૃતિ બાંધવી તે.

૨ સ્થિતિબંધ–જે કર્મની જેટલી સ્થિતી છે તે.

૩ અનુભાગ બંધ–કર્મના તીવ્ર મંદાદિરસ પરિમાણુ રૂપ તે.

૪ પ્રદેશબંધ–કર્મ પુદ્ગળના પ્રદેશ ઝાઝા થોડા બાંધવા તે.

આનો વિશેષઃ વિસ્તાર કર્મ પ્રકૃતિમાં છે.

---

* એટલાએક મુનિ આ પ્રમાણે કહે છે.

" રસ પરિત્યાગ તપ—ખારો. ૧ ખાટો. ૨ તીખ્ખો. ૩ કડવો. ૪ કસાયલો. ૫ એ પાંચ પ્રકારના રસ છે, તેનો ત્યાગ કરવો તે.

૯ મોક્ષ તત્વના ચાર ભેદ:—

૧ જ્ઞાન—યથાતથ્ય પદાર્થનું જાણવું તે.

૨ દર્શન—યથાતથ્ય પદાર્થનું દેખવું અને શ્રદ્ધવું તે.

૩ ચારિત્ર—શુદ્ધ આચરણ કરવું તે.

૪ તપ—બાર ભેદે તપ કરવું તે.

આ ચાર બોલથી એક બોલ ઓછો હોય તો મોક્ષ મળે નહી.

એ નવ તત્વના ૧૧૫ બોલ થયા.

૧૫ પંદરમા બોલે આત્મા આઠઃ—

૧ દ્રવ્ય આત્મા—અસંખ્યાત આત્મ પ્રદેશ છે તે.

૨ કષાય આત્મા—કષાયની, ૨૫, પ્રકૃતિ છે, તેમાં પ્રવર્તન કરતો હોય તે વખતે કષાય આત્મા કહેવાય.

૩ યોગ આત્મા—મન, વચન, કાયાના યોગમાં પ્રવર્તન કરતો હોય, ત્યારે યોગ આત્મા કહેવાય.

૪ ઉપયોગ આત્મા—બાર ઉપયોગમાં આત્મા પ્રવર્તન કરતો હોય, ત્યારે ઉપયોગ આત્મા કહેવાય.

૫ જ્ઞાન આત્મા—જ્ઞાનમાં આત્મા પ્રવર્તન કરતો હોય, ત્યારે જ્ઞાન આત્મા કહેવાય.

૬ દર્શાનાત્મા—દર્શન એટલે પદાર્થ જોવામાં અથવા શ્રદ્ધવામાં આત્મા પ્રવર્તન કરતો હોય, ત્યારે દર્શાનાત્મા કહેવાય.

૭ ચારિત્રઆત્મા—આત્મા જ્યારે ચારિત્રમાં પ્રવર્તન કરતો હોય, ત્યારે ચારિત્ર આત્મા કહેવાય.

૮ વીર્યઆત્મા—જ્યારે આત્મા, વીર્ય, બળમાં, પ્રવર્તન કરતો હોય, ત્યારે વીર્યાત્મા કહેવાય. આત્માનો મૂળ સ્વભાવતો એકજ છે, પણ જે વખતે જેમાં પ્રવર્તન કરતો હોય, તે વખતે તે નામથી બોલાય.

સોળમે બોલે દંડક ચોવીસ છે—

દંડક—દંડાવું તે. ( જીવ ચોવીસ દંડકમાં દંડાય છે. )

૧ સાત નારકનો એક દંડકઃ—

૧ ધમ્મા, ૨ વંશા, ૩ શિલા, ૪ અંકજણા, ૫ રિઠ્ઠા, ૬ મઘા, ૭ માઘવઇ,

એ સાતનાં ગોત્ર નીચે મુજબ.

૧ રત્નપ્રભા, ૨ શકરપ્રભા, ૩ વાળુપ્રભા ૫ પંકપ્રભા, ૫ ધુમપ્રભા, ૬ તમઃપ્રભા ૭ તમસ્તમપ્રભા.
એ નરકોમાં જીવ રખડે છે તે દંડક.

૨ અસુર કુમારનો દંડક
૩ નાગ કુમારનો દંડક
૪ સુવર્ણ કુમારનો દંડક
૫ વિદ્યત્કુમારનો દંઠક
૬ અગ્નિ કુમારનો દંડક
૭ દ્વિપ કુમારનો દંડક
૮ ઉદધિ કુમારનો દંડક
૯ દિશા કુમારનો દંડક
૧૦ પવન કુમારનો દંડક
૧૧ સ્થનીત કુમારનો દંડક

દશ ભુવનપતિના તથા એક નરકનો મળી અગીઆર દંડક થયા.

૧૨ પૃથ્વીકાયનો દંડક
૧૩ અપકાયનો દંડક
૧૪ તેઉકાયનો દંડક
૧૫ વાયુકાયનો દંડક
૧૬ વનસ્પતિ કાયનો દંડક
૧૭ બેઇંદ્રિયનો દંડક
૧૮ ત્રિઇંદ્રિયનો દંડક
૧૯ ચતુરિંદ્રિયનો દંડક.
૨૦ પંચેંદ્રિય તિર્યંચનો દંડક.

૨૧ મનુષ્ય પંચેદ્રિયનો દંડક
૨૨ વાણુવ્યંતર દેવતાનો દંડક
૨૩ જ્યોતીષી દેવતાનો દંડક
૨૪ વૈમાનિક દેવતાનો દંડક

એ ચોવીસ દંડકમાં જીવ દંડાય છે. આ પરિભ્રમણમાંથી જીવ મુક્ત થાય ત્યારે મોક્ષે જાય.

સત્તરમા બોલે લેશા છ છે.

લેશા એટલે મનના પરીણામ, અને કર્મથી લીપાવું.

૧ કૃષ્ણલેશા—આ લેશાવાળાના પરીણામ, પાંચ આશ્રવનો સેવનાર મન, વચન, કાયાના જોગ માઠી રીતે પ્રવર્તાવનાર છકાયના જીવની ઘાત કરનાર, તીવ્ર પરીણામે આરંભનો કરનાર, સર્વ જીવને અહિતકારી, જીવઘાત, કુકર્મ કરવા, વીગેરેમાં સાહસિક, દુઃખાદિકની શંકારહિત, નીધ્વંસ પરીણામી, પાંચ ઇંદ્રિયો મોકળી મુકનાર, જીવ હણવામાં સુગ રહિત, આ લેશાવાળો જીવ દુર્ગતિમાં જાય.

૨ નીલલેશા—આ લેશાવાળો જીવ ઇર્ષ્યાવંત હોઈ કોઇનો ગુણ જોઈ શકે નહિ, ઘણો કદાગ્રહી, તપરહિત, ભલી વિદ્યા રહિત, પરજીવને વંચવા, ઠગવાના, સ્વભાવવાળો; અનાચાર સેવવામાં લજ્જા રહિત, વિષયનો લંપટ, દ્વેષ ભાવ સહિત, ધૂર્ત, આઠ મદનો કરનાર, સ્વાદનો લોલપી, શાતાનો ગવેષણહાર, સર્વ જનને અહિતકારી, અણવિચાર્યા કાર્યમાં પ્રવર્તનાર, એવા પરીણામ વાળાને નીલલેશા કહીએ. આ પરીણામવાળો મરીને દુર્ગતિએ જાય.

૩ કાપોત લેશા—આલેશાવાળો વાંકુ બોલનાર, વાંકા કાર્ય કરનાર, નીવડ માયા સહિત, ( સરળપણા રહિત ) પોતાના દોષને ઢાંકનાર, મિથ્યાત્વ દષ્ટિ, અનાર્ય, ચોરી કરનાર, કોઇની સંપદા જોઈ શકે નહી, એવા પરિણામ હોય, તેને કાપોત લેશા કહે છે. આ લેશાવાળો મરીને દુર્ગતિએ જાય.

૪ તેજુ લેશા—આ લેશાવાળો માન રહિત, ચપળપણા રહિત, માયા કપટ રહિત, કુતુહલ રહિત, વિનયી, પંચિંદ્રિયનો દમનાર, સઝાય, ધ્યાન, તથા સુત્ર સિદ્ધાન્ત ભણુવામાં તત્પર, પ્રિય ધર્મી, દ્દઢ ધર્મી, પાપથી બ્હીનાર, મોક્ષની ઇચ્છા રાખનાર, આવા જોગમાં પ્રવર્તન કરે તે, તેજુ લેશા કહેવાય. તે લેશાવાળો મરી સુગતિએ જાય.

પં પદ્મલેશા—આ લેશાવાળો, ક્રોધ, માન માયા, લોભ જેના પાતળા પડેલા છે. રાગ દ્વેષનો ઉપસમાવનાર, આત્માને દમનાર, મન, વચન, અને કાયાના યોગને નિયમમાં રાખનાર, સૂત્ર સિદ્ધાન્ત ભણુવાનો ઉપધાન ( તપસ્યા ) નો કરનાર, આવા યોગને વિષે જેના પરીણામ વર્તે તે, પદ્મ લેશા કહેવાય. આ લેશાવાળો મરીને સુગતિએ જાય.

૬ શુકલ લેશા—આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાનનો તજનાર, ધર્મધ્યાન, શુકલધ્યાન ધરનાર, નિર્મળ ચિત્તવાળો, આવા યોગના પરીણામ હોય તે શુકલ લેશા કહેવાય. શુકલ લેશાવાળો સદ્ગતિ પામે.

અઢારમા બોલે દ્દષ્ટિ ત્રણઃ—

૧ મિથ્યાત્વ દ્દષ્ટિ–વિતરાગ દેવની આજ્ઞાથી ઓછી અધિક અને વિપરિત પ્રરૂપણા કરે તથા ખોટા તરફ નજર હોય તે.

૨ સમકીત દૃષ્ટિ—વિતરાગ દેવની આજ્ઞા મુજબ વર્તે તે, અને સમાન, મધ્યસ્થ, સરળ નજર હોય તે.

૩ મિશ્ર દૃષ્ટિ-મિથ્યાત્વ તથા સમકીત બન્નેને સરખાં માને તે.

ઓગણીસમા બોલે ધ્યાન ચાર:—

ધ્યાવવું—ચિંત્વન કરવું- મનની એકાગ્રતા કરવી તે.

૧ આર્તધ્યાન-માઠું ધ્યાન એટલે ખરાબ વિચાર. આ ધ્યાનના ચાર ભેદ.

૧ અનિષ્ટ વસ્તુનો સંયોગ-અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિથી ખરાબ વિચાર કરવો કે, આ વસ્તુનો નાશ ક્યારે થાય વિગેરેતે.

૨ ઇષ્ટ વસ્તુનો વિયોગ-ગમતી વસ્તુનો વિયોગ થાય તે સંબધી કલ્પાંત, આક્રંદ, રૂદન, વિલાપ કરવા તે.

૩ આયંક—સોળ પ્રકારના રોગના ઉદયથી દીલગીરી કરવી તે.

૪ પરિજુસીય કામભોગ-પાંચ ઇંદ્રિયનાં કામ, ભોગ, વિષે અતિ તીવ્ર અભિલાષા રાખે તે. તથા સમાયક પોશા પચખાણ વીગેરે ધર્મકાર્યના ફલની માંગણી કરવા રૂપ નીયાણું કરે તે.

આર્ત ધ્યાનનાં ચાર લક્ષણ છે:—

૧ કંદણીયા-ગાઢે શબ્દે કરી રોવું તે.

૨ સોયણીઆ-બેઠે બેઠે ગાલે હાથ દેઇને વહાલી વસ્તુના વિયોગે શોક કરે તે.

૩ ટીપણીયા-વિયોગ પડવાથી રોવે, કુટે, આક્રંદ કરે, આંસુ પાડે.

૪ વીલવણીયા-વીલવીલાટ કે ગરીબાઇ કરે તે.

૨ રૈદ્ર ધ્યાનના ચાર ભેદ:—

૧ હિંસાનુબંધી–છકાયની હિંસા કરવી, અને તેનું ચિંત્વન કરવું, તથા હિંસામાં આનંદ માનવો.

૨ મૃષાનુંબંધી–ખોટું બોલવાનું ચિંત્વન કરવું, ખોટું બોલી આનંદ માને તે.

૩ સ્તેયાનુ બંધી—ચોરી કરવાની ચિંતવણા કરવી અને ચોરી કરી તેમાં આનંદ માનવો તે.

૪ સંરક્ષણાનુબંધી–પ્રાપ્ત થયેલ દરેક ચીજની રક્ષા કરવાની ચિંતવણા કરવી તે.

રૌદ્ર ધ્યાનનાં ચાર લક્ષણઃ—

૧ ઉષ્ણુતાદોષ–હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહના દોષ સેવે તે.

૨ બહુલદોષ–હિંસાદિક દોષમાં વારંવાર વિશેષ પ્રવર્તે તે.

૩ અજ્ઞાનદોષ.—કુશાસ્ત્ર વિષે ધર્મબુદ્ધિએ પ્રવર્તન કરે, તથા ઉપદેશે કરી અધર્માચરણમાં પ્રેમ લગાડે, અને સુધર્મનો ત્યાગ કરાવી, વ્યસનાદિકમાં જોડે તે.

૪ આમરણાંતદોષ–મરણાંતર સુધી પાપનો પશ્ચાતાપ ન હોઇ હિંસાદિક અઢાર પાપ સ્થાનકમાં પ્રવર્તન કરે તે.

૩ ધર્મ ધ્યાનના ચાર ભેદઃ—

૧ આણા વિજય–વિતરાગ દેવની આજ્ઞાનો વિચાર કરવો. વિતરાગની આજ્ઞા એવી છે કે સમકીત સહિત, શ્રાવકનાં બારવ્રત, અગ્યાર પડિમાં, સાધુનાં પાંચ મહાવૃત, બાર ભીખુની પડિમાં, શુભધ્યાન, શુભજોગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, છકાયની રક્ષા, એ વિતરાગની આજ્ઞા છે. તે આરાધવી. તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો.

૨ અવાય વિજય—જીવ સંસારમાં દુઃખ કેમ ભોગવે છે, તેનો બીચાર કરવો તે. વિચાર એ, કે, મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ જોગ, અઢાર પાપસ્થાન, છકાયની હિંસા, એથી જીવ દુઃખ પામે છે, એવું દુઃખનું કારણ જાણી એવો આશ્રવ માર્ગ છોડી, સંવર માર્ગ આદરવો કે જેથી જીવ દુઃખ ન પામે, એ બીજો ભેદ.

૩ વિપાક વિજય—સસારમાં સુખ અને દુઃખ જીવ કેમ ભોગવે છે, તેનો વિચાર કરવો. તેનો વિચાર એ કે પૂર્વે જીવે જેહવે રસે કરી શુભાશુભ જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ બાંધ્યાં છે, તે પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે, તે સુખ દુઃખ ભોગવતાં કોઇ ઉપર રાગદ્વેષ ન કરવો, સમતા ભાવ આણી, મન, વચન, કાયાના શુભ જોગ સહિત શ્રી જૈન ધર્મના વિષે પ્રવર્ત્તીએ જેથી કરી જીવ દુઃખ ન પામે. એ ત્રીજો ભેદ.

૪ સંઠાણુ વિજય—ત્રણ લોકના આકારનું સ્વરૂપ ચિંતવવું તે.

ધર્મ ધ્યાનનાં ચાર લક્ષણુ છે.

૧ આજ્ઞા રૂચી.—વિતરાગ દેવની આજ્ઞાનુસાર ચાલવાની રૂચી—પ્રીતિ સહિત ઇચ્છા થાય તે.

૨ નીસર્ગરૂચી—જીવાદિક નવ તત્વ યથા તથ્ય જાણુવાની રૂચી થાય તે.

૩ ઉપદેશ રૂચી—ઉપદેશ સાંભળવાની રૂચી થાય તે

૪ સૂત્ર રૂચી—ભગવાન્‌ની વાણી અગાધ જ્ઞાનનો ભંડાર છે. તત્ત્વ જ્ઞાનનો સાગર છે, મોહ, પંથ તથા મિથ્યાત્વ ભ્રમ મટાડે છે. મોક્ષ પંથ બતાવે છે, એવી ભગવાન્‌ની વાણી છે, તેના ઉપર પ્રેમ થાય તે.

આ ધર્મ ધ્યાનનાં ચાર આલંબન-દુર્ગતિ પડતાં તથા ધર્મથી પડતાં આધારરૂપ છે તે નીચે મુજબઃ—

૧ વાયણા-સૂત્ર સિદ્ધાન્ત, વાંચવાં, વંચાવવાં તે.

૨ પૂછણા-પુછગાછ કરી શંકાનું નિરાકરણ કરવું તે.

૩ પરિયટણા-શીખેલું વારંવાર સંભારવું તે.

૪ ધર્મ કથા-ધર્મ કથા કરવી તે.

આ ધર્મ ધ્યાનની ચાર અનુપેક્ષા (વિચારણાઃ)—

૧ એકત્વાનુંપેક્ષા-આ જીવ એકલો આવે છે, અને એકલો જાય છે, તેનો વિચાર કરવો તે.

૨ અનિત્યાનુપેક્ષા-આ દુનિયામાંના દરેક દ્રવ્ય પદાર્થ અનિત્ય છે, તેનો વિચાર કરવો તે.

૩ અશરણાનુપેક્ષા-આ સંસારમાં કોઈ કોઇનું શરણું નથી, પણ એક વિતરાગનુંજ શરણું છે, તેનો વિચાર કરવો તે.

૪ સંસારાનુપેક્ષા-સંસારમાં જીવ રખડે છે, તે ચાર ગતિ, ચોવિશ દંડક, ચોરાશી લાખ જીવાયોનિમાં અનાદિ કાળથી પરિભ્રમણ કરે છે, તેનો વિચાર કરવો તે.

ધર્મધ્યાનના ભેદ, લક્ષણ, આલંબન, અને અનુપેક્ષા મળી ૧૬ વિભાગ થાય છેઃ—

૪ શુકલ ધ્યાન-નિર્મળ ધ્યાન તેના ચાર ભેદ.

૧ પૃથક્ વિતર્ક સ વિચારી-એક દ્રવ્ય આશ્રી, ઉત્પત્તિ વિનાશ, અને નિશ્ચલતાનો પૃથક્ પૃથક્ વિચાર કરવો તે.

૨ એકત્વ વિતર્ક સવિચારી-ઉત્પત્તિ, વિનાશ, અને નિશ્ચલતાના પદાર્થના પ્રથકપણાનો એકપણાનો વિચાર કરવો તે.

૩ સૂક્ષ્મક્રિયા અપડિવાઈ-સૂક્ષ્મ ક્રિયાને રૂંધવાથી કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થાય, અને પડે નહિ તે.

૪ સમૂચ્છિન્ન ક્રિયા અનિયટી-સૂક્ષ્મ ક્રિયાનો ક્ષય કરી પર્વતની પેઠે અડોલ અવસ્થાને પામી નિવર્તવું નથી તે.

આ ધ્યાનનાં ચાર લક્ષણ છેઃ—

૧ વિવેગ-કાયા અને જીવ ભિન્ન માને તે.

૨ વિઉસગ-સર્વથી સંગનો પરિત્યાગ.

૩ અવેહ-રોગ તથા દેવાદિનો ઉપસર્ગ સમતાથી સહન કરે, અને પોતાના પૂર્વ કર્મનો દોષ જુએ.

૪ અસમુહે-કોઇ જાતનો મોહ નહિ રાખતાં શુદ્ધ આત્મિક પદાર્થનો વિચાર કરે.

શુકલ ધ્યાનના ચાર આલંબન ( આધાર ):—

૧ ખંતી-ક્ષમા કરવી. (ક્રોધનો સર્વ પ્રકારે ત્યાગ)

૨ મુત્તી-નિર્લોભપણું. (લોભનો સર્વ પ્રકારે ત્યાગ)

૩ અજવે-સરળપણું, કપટ રહિત. (કપટનો સર્વ પ્રકારે ત્યાગ )

૪ મદ-અહંકાર રહિત. (માનનો સર્વ પ્રકારે ત્યાગ)

શુકલ ધ્યાનની ચાર અનુપેક્ષા-વિચારણાઃ—

૧ અવાયણુપેક્ષા-પાંચ આશ્રવે કરીને સમયે સમયે જીવ ભારે થાય છે, તેવું જાણી પાંચ આશ્રવથી નિવર્તવાનું ચિંત્વન કરવું તે.

૨ અશુભાનુપેક્ષા-સંસારના શુભાશુભ કર્તવ્યનો વિચાર કરવો તે.

૩ અણુંત વિત્તિઆનુપેક્ષા-સંસારનુ અનંતપણું વિચારવું.

૪ વિપરિણામાણુ પેક્ષા—વસ્તુનો ક્ષણુ ક્ષણુ પ્રત્યે પ્રર્યાય ( સ્વભાવ ) બદલાય છે, તેનું ચિંત્વન કરવું તે.

આ શુકલ ધ્યાનના ભેદ, લક્ષણુ, આલંબન અનુપેક્ષા મળી એકંદર ૧૬ વિભાગ થાય છે.

**વીશમા બોલે ધર્માસ્તિ કાયાદિ છ દ્રવ્ય છે. તેને ત્રીસ બોલે ઓળખીએ તે કહે છે.**

૧ ધર્માસ્તિકાય દ્રવ્ય તે—દ્રવ્ય થકી એક દ્રવ્ય, ક્ષેત્ર થકી ચૌદ રાજ લોક પ્રમાણે, કાળ થકી આદિ અંત રહિત, ભાવ થકી અરૂપી, ( વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહિત ) ગુણુ થકી જીવ, પુદ્ગલને ચાલવામાં સહાય આપનાર, એ પાંચ બોલે ધર્માસ્તિકાય ઓળખાય છે.

૨ અધર્માસ્તિકાય—પણ દ્રવ્ય થકી એક દ્રવ્ય, ક્ષેત્ર થકી ચૌદ રાજલોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી અરૂપી ( વરણુ, ગંધ રસ, સ્પર્શ રહિત ) અને ગુણુ થકી સ્થિર રહેનારને સહાય આપનાર, આ પાંચ બોલે કરી ઓળખાય છે.

૩ આકાસ્તીકાય—દ્રવ્ય થકીં એક દ્રવ્ય, ક્ષેત્ર થકી લોકા લોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી અરૂપી ( વરણુ, ગંધ, રસ સ્પર્શ રહિત ) અને ગુણુ થકી અવકાશ આપનાર. આ પાંચમે બોલે કરીને ઓળખાય છે.

૪ કાળ દ્રવ્ય—દ્રવ્ય થકી એક દ્રવ્ય, ક્ષેત્રથકી અઢી દ્વિપ પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી અરૂપી, ( વરણુ, ગંધ, રસ, સ્પર્શ રહિત) ગુણુ થકી વર્ત્તના લક્ષણુ ગુણુ, આ પાંચ બોલે ઓળખાય છે.

૫ પૌદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય-દ્રવ્ય થકી અનંત દ્રવ્ય, ક્ષેત્ર થકી ચૌદ રાજ લોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી, રૂપી (વર્ણ, ગંધ, રસ, સ્પર્શ સહિત) અને ગુણ થકી પુરણ ગલન, સડણ, પડણ, વિધ્વંસણ લક્ષણ, એ પાંચ બોલે ઓળખાય છે.

૬ જીવાસ્તિકાય દ્રવ્ય-દ્રવ્ય થકી અનંતા દ્રવ્ય, ક્ષેત્ર થકી ચૌદરાજ લોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનંત, ભાવ થકી અરૂપી (વરણ, ગંધ, રસ, સ્પર્શ રહિત) અને ગુણ થકી ચૈતન્ય ગુણ, એમ સર્વ મળી ૩૦ ત્રીસ બોલ થયા.

## એકવીસમા બોલે રાશિ બે છે.

રાશિ—સમુહ—જથ્થો.

૧ જીવરાશિ-જીવનો સમૂહ-જથ્થો.

૨ અજીવ રાશી-અજીવનો સમૂહ-જથ્થો.

## બાવીશમા બોલે શ્રાવકનાં બાર વ્રત નીચે મુજબ.

૧ પહેલે વ્રતે ત્રસ જીવને હણે નહિ, અને સ્થાવરની મર્યાદા કરે.

૨ બીજે વ્રતે પાંચ મોટકા જુઠ બોલે નહિ. (કન્યા, ગાય ભેંસ, જમીન, થાપણ માટે, અને ખોટી શાક્ષી.આ પાંચ આશ્રી જુઠું બોલવું નહિ)

૩ ત્રીજે વ્રતે મોટકી ચોરી કરે નહિ.

૪ ચોથે વ્રતે પરસ્ત્રી સેવે નહિ અને પોતાની સ્ત્રીની મર્યાદા કરે.

૫ પાંચમે વ્રતે પરિગ્રહની મર્યાદા કરે.

૬ છઠ્ઠા વ્રતે દિશાની મર્યાદા કરે.

૭ સાતમા વ્રતે છવીશ બોલની ધારણા ધારે, અને પંદર કર્માદાનનો ત્યાગ કરે. (પ્રતિક્રમણમાં

સાતમાં વ્રતનો વિશેષ વિસ્તાર છે).

૮ આઠમા વ્રતે અનર્થાદંડનો ત્યાગ કરે.

૯ નવમા વ્રતે સામાયિક કરે.

૧૦ દશમા વ્રતે દેસાવગાસિક કરે.

૧૧ અગીઆરમા વ્રતે ઉપવાસ સહિત પોસધ વ્રત આચરે.

૧૨ બારમા વ્રતે સાધુ મુનિરાજને શુદ્ધ નિર્દોષ આહાર પાણી વહોરાવવાં.

ઉપર મુજબ શ્રાવકનાં બાર વ્રત જાણવાં.

૨૩ ત્રેવીશમે બોલે સાધુ મુનિરાજનાં પંચ મહાવ્રત કહે છે.

૧ પહેલા મહાવ્રતમાં સાધુજી મહારાજ સર્વથા પ્રકારે મન, વચન, કાયાએકરી જીવ હિંસા કરે નહિ, કરાવે નહિ અને કરતાં રૂડું જાણે નહિ તે. પ્રથમ પ્રાણાતિંપાત વેરમંણ વ્રત જાણવું.

૨ બીજા મહાવ્રતમાં સાધુજી મહારાજ મન, વચન, કાયાએ કરી સર્વથા પ્રકારે પોતે જુઠું બોલે નહિ. બીજાની પાસે જુઠું બોલાવે બોલાવે નહિ અને બોલતા ને રૂડું જાણે નહિ તે બીજું મૃષાવાદ વેરમણ વૃત જાણવું.

૩ ત્રીજા મહાવ્રતમાં સાધુજી મહારાજ મન, વચન, કાયા એ કરી સર્વથા પ્રકારે પોતે ચોરી કરે નહિ, કરાવે નહિ, અને ચોરી કરનારને અનુમોદે નહિ, તે ત્રીજું અદત્તાદાન વિરમંણવ્રત જાણવું.

૪ ચોથા મહાવ્રતમાં સાધુજી મહારાજ મન, વચન, કાયાએ કરી, સર્વથા પ્રકારે પોતે મૈથુન સેવે નહિ, મૈથુન બીજાની પાસે સેવરાવે નહિ, અને મૈથુન સેવતાને રૂડું જાણે નહિં. તે ચોથું બ્રહ્મચર્ય વ્રત જાણવું.

૫ પાંચમા મહાવ્રતમાં સાધુજી મહારાજ મન, વચન, કાયાએ કરી, સર્વથા પ્રકારે પોતે પરિગ્રહ રાખે નહિ, બીજાની પાસે રખાવે નહિ, અને રાખતાને રૂડું જાણે નહિ. તે પાંચમું પરિગ્રહ વિરમણ વ્રત જાણવું.

## હવે એ પાંચ મહાવ્રતના ભાંગા કહે છે.

૧ પહેલા પ્રાણાતિપાત વિરમણ વ્રતના ભાંગા એકાશી થાય છે તે કહે છે.

૯ પૃથ્વીકાયને હણે નહિં, હણાવે નહિં, અને હણતાને રૂડું જાણે નહિં. તેના મન, વચન અને કાયાએ કરી ત્રણ યોગે નવ ભાંગા થયા.

૯ અપકાયને હણે નહિં, હણાવે નહિં, હણતા ને રૂડું જાણે નહિં. મન, વચન, કાયાએ કરી.

૯ તેઉકાયને હણે નહિં, હણાવે નહિં, હણતાને રૂડું જાણે નહિં. મન, વચન, કાયાએ કરી.

૯ વાયુકાયને હણે નહિં, હણાવે નહિં, હણતાને રૂડું જાણે નહિં, મન, વચન, કાયાએ કરી.

૯ વનસ્પતિ કાયને હણે નહિં, હણાવે નહિં, હણતાને રૂડું જાણે નહિં, મન, વચન, કાયાએ કરી.

૯ બે ઇંદ્રિયને હણે નહિં, હણાવે નહિં, હણતાને રૂડું જાણે નહિં, મન, વચન, કાયાએ કરી.

૯ ત્રે ઇંદ્રિયને હણે નહિં, હણાવે નહિં. હણતાને રૂડું જાણે નહિં. મન, વચન, કાયાએ કરી.

૯ ચૌરિંદ્રિયને હણે નહિં, હણાવે નહિં હણતાને રૂડું જાણે નહિં. મન, વચન, કાયાએ કરી.

૯ પંચેંદ્રિયને હણે નહિં. હણાવે નહિં. હણતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.
એવં ૮૧ ભાંગા થયા.

૨ બીજા મૃષાવાદ વિરમણ વ્રતના ભાંગા છત્રીશ થાય છે તે કહે છે.

૯ ક્રોધના આવેશથી અસત્ય બોલે નહિં, બોલાવે નહિં, બોલતા રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ હાંસ્યથી જુઠું બોલે નહિં, જુઠું બોલાવે નહિં, બોલતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ ભયથી જુઠું બોલે નહિં. જુઠું બોલાવે નહિં. બોલતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ લોભથી જુઠું બોલે નહિં, જુઠું બોલાવે નહિં, બોલતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.
એવં ૩૬ ભાંગા થયા.

૩ ત્રીજા અદત્તાદાન વિરમણ વ્રતના ભાંગા ચોપન થાય છે તે કહે છે.

૯ અલ્પ કિંમતની વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિં, કરતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ બહુ કિંમતની વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિં, કરતા ને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ ઝીણી વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિં, કરતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ સ્થુલ વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિં, કરતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ સચિત્ત વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિં, કરતાને રૂડું જાણે નહિં; મન વચન કાયાએ કરી.

૯ અચિત્ત વસ્તુની ચોરી કરે નહિં, કરાવે નહિ, કરતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી. એવં ૩૬ ભાંગા થયા.

૪ ચોથા મૈથુન વિરમણ વ્રતના ભાંગા સત્તાવીશ થાય તે કહે છે.

૯ દેવતાની સ્ત્રી ભોગવે નહિં, ભોગવાવે નહિં; ભોગવતાને રૂડું જાણે નહિં. મન, વચન, કાયાએ કરી.

૯ મનુષ્યની સ્ત્રી ભોગવે નહિં; ભોગવાવે નહિ, ભોગવતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ તિર્યંચની સ્ત્રી ભોગવે નહિં, ભોગવાવે નહિં, ભોગવતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી. એવં ૨૭ ભાંગા થયા.

૫ પાંચમા પરિગ્રહ વિરમણ વ્રતના ભાંગા ચોપન થાય છે. તે કહે છે.

૯ અલ્પ કિંમતની વસ્તુનો પરિગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ ઘણી કિંમતની વસ્તુનો પરિગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ ઝીણી વસ્તુનો પરિગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ સ્થુલ વસ્તુનો પરીગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ સચિત્ત વસ્તુનો પરિગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી.

૯ અચિત્ત વસ્તુનો પરિગ્રહ રાખે નહિં, રખાવે નહિં, રાખતાને રૂડું જાણે નહિં; મન, વચન, કાયાએ કરી. એવં ૫૪ ભાંગા થયા.

**એ પાંચે મહાવૃતના કુલ ભાંગા મળી બસો બાવન (૨૫૨) ભાંગા થાય છે.**

**ચોવીસમે બોલે શ્રાવકના વ્રતના ઓગણુપચાશ ભાંગા કહે છે.—**

પ્રથમ એક કરણને એક યોગથી ૯ ભાંગા થાય છે તે.

૧ મને કરી કરૂં નહિં.
૨ વચને કરી કરૂં નહિં.
૩ કાયાએ કરી કરૂં નહિં.
૪ મને કરી કરાવું નહિં.
૫ વચને કરી કરાવું નહિં.
૬ કાયાએ કરી કરાવું નહિં.
૭ મને કરી અનુમોદુ નહિં.
૮ વચને કરી અનુમોદુ નહિં.
૯ કાયાએ કરી અનુમોદુ નહિં.

---

૧ * કેટલાએક મુનીનો અભિપ્રાય નીચે પ્રમાણે છે. "ઇહાં પ્રથમ બોલથી ચોથા બોલ સુધી કરૂં કરાવું ને અનુમોદવું એ કરણ પહેલાં જોઇએ અને મન વચન ને કાયા એ યોગ પછી જોઇએ."

૨ એક કરણ ને બે યોગથી ૯ ભાંગા થાય.

૧ મને કરી વચને કરી કરૂં નહિં.
૨ વચને કરી કાયાએ કરી કરૂં નહિ.
૩ મને કરી કાયાએ કરી કરૂં નહિં.
૪ મને કરી વચને કરી કરાવું નહિં.
૫ વચને કરી કાયાએ કરી કરાવું નહિં.
૬ મને કરી કાયાએ કરી કરાવું નહિં.
૭ મને કરી વચને કરી અનુમોદુ નહિં.
૮ વચને કરી કાયાએ કરી અનુમોદુ નહિં.
૯ મને કરી કાયાએ કરી અનુમોદુ નહિં.

૩ એક કરણ ને ત્રણ યોગથી ત્રણ ભાંગા થાય છેઃ—

૧ મન, વચન, કાયાએ કરી કરૂં નહિં.
૨ મન, વચન, કાયાએ કરી કરાવું નહિં.
૩ મન, વચન, કાયાએ કરી અનુમોદુ નહિ.

૪ બે કરણ અને એક યોગથી નવ ભાંગા થાય છેઃ—

૧ મને કરી કરૂં નહિં. કરાવું નહિં.
૨ વચને કરી કરૂં નહિં. કરાવું નહિં.
૩ કાયાએ કરી કરૂં નહિં. કરાવું નહિં.
૪ મને કરી કરૂં નહિં. અનુમોદુ નહિં.
૫ વચને કરી કરૂં નહિં. અનુમોદુ નહિં.
૬ કાયાએ કરી કરૂં નહિં. અનુમોદુ નહિં.
૭ મને કરી કરાવું નહિં. અનુમોદુ નહિં.
૮ વચને કરી કરાવું નહિં. અનુમોદુ નહિં.
૯ કાયાએ કરી કરાવું નહિં. અનુમોદુ નહિં.

૫ બે કરણ અને બે યોગથી નવ ભાંગા થાય છેઃ—

૧ કરૂં નહિં. કરાવું નહિં. મને કરી, વચને કરી.
૨ કરૂં નહિં. કરાવું નહિં. મને કરી, કાયાએ કરી.

૩ કરૂં નહિં. કરાવું નહિં. વચને કરી કાયાએ કરી.
૪ કરૂં નહિં. અનુમોદુ નહિં. મને કરી વચને કરી.
૫ કરૂં નહિં, અનુમોદુ નહિં, મને કરી, કાયાએ કરી.
૬ કરૂં નહિં, અનુમોદુ નહિં, વચને કરી, કાયાએ કરી.
૭ કરાવું નહિં, અનુમોદુ નહિં, મને કરી, વચને કરી.
૮ કરાવું નહિં, અનુમોદુ નહિં, મને કરી, કાયાએ કરી.
૯ કરાવું નહિં, અનુમોદુ નહિં, વચને કરી, કાયાએ કરી.

૬ બે કરણ અને ત્રણ યોગથી ત્રણ ભાંગા થાય છે.
૧ કરૂં નહિં, કરાવું નહિં. મને, વચને, કાયાએ કરી.
૨ કરૂં નહિં. અનુમોદુ નહિં. મને, વચને, કાયાએ કરી.
૩ કરાવું નહિં અનુમોદુ નહિં. મન વચન કાયાએ કરી.

૭ * ત્રણ કરણ અને એક યોગથી ત્રણ ભાંગા થાય છે.
૧ મને કરી કરૂં નહિં. કરાવું નહિં. અનુમોદુ નહિં.
૨ વચને કરી કરૂં નહિં. કરાવું નહિં. અનુમોદુ નહિં.
૩ કાયાએ કરી કરૂં નહિં. કરાવું નહિં. અનુમોદુ નહિં.

૮ ત્રણ કરણ અને બે યોગથી ત્રણ ભાંગા થાય છે.
૧ મન, અને વચને કરી કરૂં નહિં કરાવું નહિં. અનુમોદુ નહિં.
૨ મન, અને કાયાએ કરૂં નહિં. કરાવું નહિં અનુમોદુ નહિં.
૩ વચન અને કાયાએ કરૂં નહિં. કરાવું નહિં. અનુમોદુ નહિં.

૯ ત્રણ કરણ અને ત્રણ યોગથી એક ભાંગો થાય છે.
૧ મન, વચન, અને કાયાએ કરીને કરૂં નહિ, કરાવું નહિં. અનુમોદુ નહિં.

---

* "કેટલાએક મુનિ આ પ્રમાણે કહે છે" આ સ્થળે "કરૂ" "કરાવવું" ને "અનુમોદવું" એ ત્રણ કરણ પ્રથમ જોઇએ અને "મન" "વચન" "કાયા" એ ત્રણ યોગ પછી જોઇએ.

સરવાળે એક કરણ અને એક યોગથી નવ, એક કરણ અને બે યોગથી નવ, એક કરણ અને ત્રણ યોગથી ત્રણ, બે કરણ અને એક યોગથી નવ, બે કરણ અને બે યોગથી નવ તથા બે કરણ અને ત્રણ યોગથી ત્રણ, ત્રણ કરણ અને એક યોગથી ત્રણ, ત્રણ કરણ અને બે યોગથી ત્રણ, અને ત્રણ કરણ અને ત્રણ યોગથી એક, એમ એકંદર ૪૯ ભાંગા થયા.

**પચીશમા બોલે ચારિત્ર પાંચઃ—**

૧ સામાયિક ચારિત્ર—સાવજ્જ જોગને રૂંધીને સમભાવમાં વર્તે તે.

૨ છેદોપસ્થાપનીય ચારિત્ર--પુર્વ પર્યાય છેદી બીજીવાર ચારિત્રને વિષે સ્થાપન થવું તે.

૩ પરિહાર વિશુદ્ધ ચારિત્ર—તપ વિશેષ. નવ મુનિયો સંપ્રદાયનો સંગ છોડીને શુદ્ધ ક્રિયા, તપમાં વર્તન કરે તે.

૪ સૂક્ષ્મસંપરાય ચારિત્ર--જેને કષાય સૂક્ષ્મ છે. તેને સૂક્ષ્મસંપરાય ચારિત્ર કહે છે.

૫ યથાખ્યાત ચારિત્ર—જેમ વિતરાગ દેવે ફરમાવ્યું તેમ અંગીકાર કરીને તે પ્રમાણે વર્તે તે.

આ પાંચ ચારિત્રના વિશેષ અર્થ સંવર તત્ત્વમાં આવ્યા છે.

**ઇતિ પચીશ બોલનો થોકડો. પરિ સમાપ્ત.**



॥ श्री शान्तिनाथाय नमः ॥

# અથ શ્રી નવતત્વના બોલ.

## પ્રથમ નવતત્વનાં નામ કહે છે.

વ્યવહારનયેં કરી જે શુભાશુભ કર્મોનો કર્ત્તા તથા ભોક્તા છે અને નિશ્ચયનયેં કરી જ્ઞાન, દર્શન, તથા ચરિત્રરૂપ, નિજગુણોનોજ કર્ત્તા તથા ભોક્તા છે, અથવા દુઃખ સુખ જ્ઞાનોપયોગ લક્ષણવંત ચેતના[1] સહિત હોય તથા પ્રાણ ધારણ કરે તેને પ્રથમ જીવતત્વ કહિયેં; તેથી વિપરીત્ત જે ચેતના રહિત જડસ્વભાવવાળો હોય તેને બીજું અજીવતત્વ કહિયેં; જેણે કરી શુભ કર્મના પુણ્યોનો સંચય થવાથી સુખનો અનુભવ થાય છે તેને ત્રીજું પુણ્ય તત્વ કહિએ; તેથી વિપરીત. જેણે કરી અશુભકર્મ અને પાપોનો સંચય થવાથી. દુઃખનો અનુભવ થાય તેને ચોથું પાપતત્વ કહિયેં; જેણે કરી નવાં કર્મ બંધાય છે, અશુભ કર્મોપાદાન હેતુ હિંસાદિક તેને પાચમું આશ્રવતત્વ કહિયેં; જેણે કરી આવતાં કર્મ રોકાય અર્થાત્ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ તેણે કરી જે આશ્રવ રોધ કરવો તેને છઠું સંવરતત્વ કહિયેં; જેણે કરી આત્મપ્રદેશમાંથી દેશ થકી કર્મ જૂદાં થાય છે અથવા પૂર્વે કરેલાં કર્મોનો જે ક્ષય થાય છે એટલે તપ પ્રમુખે કરી કર્મનું પચાવવું થાય છે તેને સાતમું નિર્જરાતત્વ કહિયેં; જે નવા કર્મોનું ગ્રહણ કરીને તેની સાથે જીવનું બંધન થવું, ક્ષીર નીરની પેઠેં મળી જવું તેને આઠમું બંધતત્વ કહિયેં; અને જે આત્મપ્રદેશ થકી સર્વથા કર્મોનો ક્ષય થવો તેને નવમું મોક્ષતત્વ કહિયે. એ નવતત્વરૂપ વસ્તુનું

---

૧ જેમ ગોળનો ગુણ મીઠાશ તેમ જીવનો ગુણ ચૈતન્ય, જેમ ગોળને મીઠાશ એક તેમ જીવ ને ચૈતન્ય એક.

યથાસ્થિત સ્વરૂપ જે પ્રમાણે સિદ્ધાંતોને વિષે કહ્યું છે. તેમજ સમ્યગ્દ્રષ્ટિ જીવોને એ નવતત્વ તે "જ્ઞ" પરિજ્ઞાયેં કરી જાણવા યોગ્ય છે, અને કેટલાએક પ્રત્યાખ્યાન પરિજ્ઞાયેં કરી છાંડવા યોગ્ય છે.

એ નવતત્વ માંહેલા જીવ અને અજીવ એ બે તત્વ માત્ર જાણવા યોગ્ય છે. પુણ્ય, સંવર, નિર્જરા અને મોક્ષ એ ચાર તત્વ ગ્રહણ કરવા યોગ્ય છે, પરંતુ એમાંનું પુણ્યતત્વ વ્યવહારનયેં કરી શ્રાવકને ગ્રહણ કરવું યોગ્ય છે અને નિશ્ચયનય વડે ત્યાગ કરવું યોગ્ય છે, તેમજ મુનિને ઉત્સર્ગે ત્યાગ કરવું યોગ્ય છે, અને અપવાદે ગ્રહણ કરવું યોગ્ય છે, તથા પાપ, આશ્રવ અને બંધ એ ત્રણ તત્વ તો સર્વથા સર્વને ત્યાગ કરવા યોગ્યજ છે.

(એ નવ તત્વનાં નામ કહ્યાં. અન્યથા સંક્ષેપથી તો જીવ અજીવ એ બે તત્વજ શ્રીઠાણાંગમાંહે કહ્યાં છે, તે કેમકે જીવને પુણ્ય તથા પાપનો સંભવ છે તથા કર્મનો બંધ પણ તાદાત્મિક છે અને કર્મ જે છે તે પુદ્ગળ પરિણામ છે અને પુદ્ગળ તે અજીવ છે તથા આશ્રવ જે છે તે પણ મિથ્યા દર્શનાદિરૂપ ઉપાધિયેં કરી જીવનો મલીન સ્વભાવ છે, એ પણ આત્માના પ્રદેશ અને પુદ્ગળ વિના બીજો કોઇ નથી તથા સંવર જે છે તે પણ આશ્રવ નિરોધ લક્ષણ દેશ સર્વ ભેદે આત્માનો નિવૃત્તિરૂપ સ્વભાવ પરિણામ જ્ઞાનાત્મક છે તથા નિર્જરા જે છે તે પણ જીવ અને કર્મને પૃથક ઉપજાવવાને કારણે દધિ મથન. મંથન ન્યાયેં કરી કર્મનો પરિશાટ છે તથા સર્વ શક્તિયેં કરી સકળ કર્મ દુઃખનો ક્ષય નવનીત ગત દગ્ધ જળ નિર્મળ ઘૃત પ્રગટરૂપ દ્રષ્ટાંતે ચિદાનંદમય આત્માનું પ્રગટ થાવું તે મોક્ષ તત્વ છે. તે માટે જીવ અને અજીવ એ બે તત્વજ કહિયેં. તથા અન્યત્ર મતાંતરેં સાત તત્વ પણ છે કેમકે પુણ્ય અને પાપ એ બે તત્વનો અંતરભાવ બંધ તત્વ માંહેજ થાય છે, કારણ જે શુભ પ્રકૃતિકર્મબંધ તે પુણ્ય અને અશુભ પ્રકૃતિ કાર્યબંધ તે પાપતત્વ છે માટે પુણ્યપાપ રહિત સાત તત્વ કહિયેં. તેમજ વળી પાંચ તત્વ પણ કહ્યાં છે ઇત્યાદિક ઘણો વિસ્તાર વિશેષાવશ્યક તથા તત્વાર્થ અને લોકપ્રકાશાદિ ગ્રંથો થકી જાણવો. )

એ નવે તત્વના રૂપી અરૂપી ભેદોની સંખ્યાનો તથા હેયજ્ઞેયાદિનો યંત્ર નીચે પ્રમાણેઃ—

| અંક. | નામ. | રૂપિભેદ. | અરૂપિભેદ. | હેયજ્ઞેયાદિ. | અર્થ |
|---|---|---|---|---|---|
| ૧ | જીવ. | ૧૪ | ૦ | જ્ઞેય. | (જાણવું.) |
| ૨ | અજીવ. | ૪ | ૧૦ | જ્ઞેય. | ( „ ) |
| ૩ | પુણ્ય. | ૪૨ | ૦ | ઉપાદેય. | (આદરવું.) |
| ૪ | પાપ. | ૮૨ | ૦ | હેય. | (છાડવું.) |
| ૫ | આશ્રવ. | ૪૨ | ૦ | હેય. | ( „ ) |
| ૬ | સંવર. | ૦ | ૫૭ | ઉપાદેય. | (આદરવું.) |
| ૭ | નિર્જરા. | ૦ | ૧૨ | ઉપાદેય. | ( „ ) |
| ૮ | બંધ. | ૪ | ૦ | હેય. | (છાડવું.) |
| ૯ | મોક્ષ. | ૦ | ૯ | ઉપાદેય. | (આદરવું.) |

## જીવના ભેદ વિસ્તારથી કહે છે.

જીવનો એક ભેદ છે. સકળ જીવોનું ચૈતન્ય લક્ષણ એક છે, માટે સંગ્રહનયે કરી એક ભેદે જીવ કહીએ તથા બે પ્રકારે પણ જીવ કહીએ. ૧ ત્રસ, અને ૨ સ્થાવર તથા ૧ સિદ્ધ અને ૨ સંસારી. તથા ત્રણ ભેદે જીવ. ૧ સ્ત્રી વેદ, ૨ પુરૂષ વેદ, ૩ નપુંસક વેદ. તથા ૧ ભવ સિદ્ધીયા, ૨ અભવ સિદ્ધીયા, ૩ નોભ-સિદ્ધીયાનોઅભવસિદ્ધીયા. તથા ચાર ભેદે જીવ. ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા તથા ૧ ચક્ષુદર્શની, ૨ અચક્ષુદર્શની ૩ અવધિદર્શની, ૪ કેવળદર્શની. તથા પાંચ પ્રકારે જીવ. ૧ એકેંદ્રીય, ૨ બેઈંદ્રીય, ૩ તેઈંદ્રીય, ૪ ચૌરેંદ્રીય, ૫ પંચેદ્રીય. તથા ૧ સજોગી, ૨ મન જોગી, ૩ વચન જોગી, ૪ કાય જોગી, ૫ અજોગી. તથા છ પ્રકારે જીવ. ૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય. તથા ૧ સકષાયી, ૨ ક્રોધ કષાયી, ૩ માન કષાયી, ૪ માયા કષાયી, ૫ લોભ કષાયી, ૬ અકષાયી. તથા સાત પ્રકારે જીવ—૧ નારકી, ૨ તિર્યંચ, ૩ તિર્યંચણી, ૪ મનુષ્ય, ૫ મનુષ્યણી, ૬

દેવતા, ૭ દેવી. તથા આઠ પ્રકારે જીવ. ૧ સલેશી, ૨ કૃષ્ણ લેશી, ૩ નીલ લેશી, ૪ કાપુત લેશી, ૫ તેજુ લેશી, ૬ પદ્મ લેશી, ૭ શુકલ લેશી, ૮ અલેશી. તથા નવ પ્રકારે જીવ. ૧ પૃથ્વી, ૨ અપ, ૩ તેઉ, ૪ વાઉ, ૫ વનસ્પતિ, ૬ બેઇંદ્રીય, ૭ તેઇંદ્રીય, ૮ ચૌરેંદ્રીય, ૯ પંચેંદ્રીય. તથા દસ ભેદે જીવ. ૧ એકેંદ્રીય, ૨ બેઇંદ્રીય, ૩ તેઇંદ્રીય, ૪ ચૌરેંદ્રીય, ૫ પંચેંદ્રીય એ પાંચના અપર્યાપ્તા અને પર્યાપ્તા એ મળી દશ થયા. તથા અગ્યાર ભેદે જીવ. ૧ એકેંદ્રીય, ૨ બેઇંદ્રીય, ૩ તેઇંદ્રીય, ૪ ચૌરેંદ્રીય, ૫ નારકી, ૬ તિર્યંચ, ૭ મનુષ્ય, ૮ ભવનપતી, ૯ વાણુ વ્યંતર, ૧૦ જ્યોતિષી, ૧૧ વૈમાનિક. તથા બાર ભેદે જીવ. ૧ પૃથ્વી, ૨ અપ, ૩ તેઉ, ૪ વાઉ, ૫ વનસ્પતિ, ૬ ત્રસકાય, એ છના અપર્યાપ્તા ને પર્યાપ્ત એ મળી બાર થયા. તથા તેર ભેદે જીવ. ૧ કૃષ્ણ લેશી, ૨ નિલ લેશી, ૩ કાપુત લેશી, ૪ તેજુ લેશી, ૫ પદ્મ લેશી, ૬ શુકલ લેશી, એ છના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ મળી બાર ને એક અલેશી કુલ મળી તેર થયા.

તથા જીવના ચૌદ ભેદ કહે છે. સુક્ષ્મ એકેંદ્રીયનો અપર્યાપ્તો. ૨ સુક્ષ્મ એકેંદ્રીયનો પર્યાપ્તો. ૩ બાદર એકેંદ્રીયનો અપર્યાપ્તો. ૪ બાદર એકેંદ્રીયનો પર્યાપ્તો. ૫ બેઇંદ્રીયનો અપર્યાપ્તો. ૬ બેઇંદ્રીયનો પર્યાપ્તો. ૭ તેઇંદ્રીયનો અપર્યાપ્તો. ૮ તે ઇંદ્રીયનો પર્યાપ્તો. ૯ ચૌરિંદ્રીયનો અપર્યાપ્તો. ૧૦ ચૌરિંદ્રીયનો પર્યાપ્તો. ૧૧ અસંજ્ઞી પચેંદ્રીયનો અપર્યાપ્તો. ૧૨ અસંજ્ઞી પચેંદ્રીયનો પર્યાપ્તો, ૧૩ સંજ્ઞી પચેંદ્રિયનો અપર્યાપ્તો. ૧૪ સંજ્ઞી પચેંદ્રીયનો પર્યાપ્તો. એ ચૌદ ભેદ જીવના કહ્યા.

હવે વ્યવહાર વિસ્તારનયે કરીને પાંચસેં ત્રેસઠ ભેદ જીવના કહે છે, તેમાં ત્રણસેંને ત્રણ ભેદ મનુષ્યના, એકસો અઠાણું ભેદ દેવતાના, અડતાલીશ ભેદ તિર્યંચના. ચઉદ ભેદ નારકીના, એમ ૫૬૩ ભેદ જીવના થયા.

તેમાં મનુષ્યના ૩૦૩ ભેદ કહે છે. ૧૫ કર્મ ભુમીના મનુષ્ય, ૩૦ અકર્મ ભુમીના મનુષ્ય, ૫૬ અંતરદ્વીપના મનુષ્ય, એમ ૧૦૧ થયા તે ક્ષેત્રના ગર્ભજ મનુષ્યના અપર્યાપ્તા ને પર્યાપ્તા, એમ ૨૦૨ અને ૧૦૧ ક્ષેત્રના સમુર્છીમ મનુષ્યના અપર્યાપ્તા એ સર્વ મળી કુલ ૩૦૩ ભેદ મનુષ્યના થયા

કર્મ ભુમી તે કોને કહીયે—૧ અસી. ૨ મસી. ૩ કૃષી. એ ત્રણ પ્રકારના વ્યાપારે કરી જીવે તે. તે કર્મભુમીના ક્ષેત્ર કેટલા અને કૂહ્હાં છે તે કહે છે—૫ ભરત. ૫ ઈરવત. ૫ મહાવીદેહ, એ મળી ૧૫ થયા. તે એક લાખ જોજનનો જંબૂદ્વીપ છે, તેમાં ૧ ભરત. ૧ ઈરવત. ૧ મહાવિદેહ. એ ત્રણ ક્ષેત્ર કર્મભુમીના જંબુદ્વીપમાં છે તેને ફરતો બે લાખ જોજનનો લવણ સમુદ્ર છે, તેને ફરતો ચાર લાખ જોજનનો ધાતકીખંડ દ્વિપ છે તેમાં ૨ ભરત. ૨ ઇરવત. ૨ મહાવીદેહ છે. તેને ફરતો આઠ લાખ જોજનનો કાળોદધિ સમુદ્ર છે, તેને ફરતો આઠ લાખ જોજનનો અર્ધ પુષ્કર દ્વિપ છે, તેમાં ૨ ભરત. ૨ ઈરવત. ૨ મહાવીદેહ છે. એમ સઘળા મળીને પંદર કર્મ ભુમીના મનુષ્ય કહ્યા.

હવે અકર્મ ભુમી તે કોને કહીયે. ત્રણ કર્મ રહિત, દસ પ્રકારના કલ્પવૃક્ષે કરી જીવે, તેહને અકર્મભૂમીના મનુષ્ય કહેવાય છે, તેના ક્ષેત્ર કેટલા છે તે કહે છે. ૫ હેમવય, ૫ હિરણવય, ૫ હરીવાસ, ૫ રમકવાસ, ૫ દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ, એ ત્રીશ ક્ષેત્ર અકર્મ ભુમીના નામ કહ્યા. ૧ હેમવય, ૧ હીરણવય, ૧ હરીવાસ, ૧ રમકવાસ, ૧ દેવકુરૂ, ૧ ઉત્તરકુરૂ, એ છ ક્ષેત્ર જંબુદ્વિપમાં છે. ૨ હેમવય, ૨ હીરણવય, ૨ હરીવાસ, ૨ રમકવાસ, ૨ દેવકુરૂ, ૨ ઉત્તરકુરૂ, એ બાર ક્ષેત્ર ધાતકી ખંડમાં છે. ૨ હેમવય, ૨ હીરણવય, ૨ હરીવાસ, ૨ રમકવાસ, ૨ દેવકુરૂ, ૨ ઉત્તરકુરૂ, એ બાર ક્ષેત્ર અર્ધ પુષ્કરદ્વિપમાં છે એ સઘળા મળી કુલ ૩૦ ક્ષેત્ર અકર્મ ભુમીના મનુષ્ય કહ્યા.

## છપ્પન અંતરદ્વિપના મનુષ્ય કહે છે.

જંબુદ્વીપના ભરતક્ષેત્રની મર્યાદાનો કરણહાર ચુલ હીમવંત નામે પર્વત છે તે સોના જેવો પીળો છે, સો જોજનનો ઉંચો છે, સો ગાઉનો ઉંડો છે, એક હજાર બાવન જોજન ને બાર કળાનો પહોળો છે, ચોવીશ હજાર નવસેં બત્રીશ જોજનનો લાંબો છે, તેને પૂર્વ પશ્ચિમને છેડે બબ્બે દાઢા નીકળી છે. એકેકી દાઢા ચોરાસીસેં ચોરાસીસેં જોજનની ઝાઝેરી લાંબી છે. એકેકી દાઢા ઉપર સાત સાત અંતરદ્વીપા છે. તે અંતરદ્વીપા કયાં છે તે કહે છે.

જગતીના કોટ થકી ત્રણસેં જોજન લવણસમુદ્રમાં જઇએ તેવારે પહેલો અંતરદ્વીપો આવે, તે ૩૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી ચારસેં જોજન જઇએ તેવારે બીજો અંતરદ્વીપો આવે, તે ૪૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી પાંચસેં જોજન જઇએ તેવારે ત્રીજો અંતરદ્વીપો આવે, તે ૫૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી છસેં જોજન જઇએ તેવારે ચોથો અંતરદ્વીપો આવે, તે ૬૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી સાતસેં જોજન જઇએ તેવારે પાંચમો અંતરદ્વીપો આવે, તે ૭૦૦ જોજનનો લાંબો ને મહોળો છે. ત્યાંથી આઠસેં જોજન જઇએ તેવારે છઠો અંતરદ્વીપો આવે, તે ૮૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. ત્યાંથી નવસેં જોજન જઇએ તેવારે સાતમો અંતરદ્વીપો આવે, તે ૯૦૦ જોજનનો લાંબો ને પહોળો છે. એમ એકેકી દાઢા ઉપર સાત અંતરદ્વીપા છે. કુલ ચારે દાઢાના મળી ૨૮ અંતરદ્વીપા જાણવા.

આવીજ રીતે ઈરવત ક્ષેત્રની મર્યાદાનો કરણહાર શિખરી નામે પર્વત છે, તે ચુલ હીમવંત સરીખોજ જાણવો, ત્યાં પણ ૨૮ અંતરદ્વીપા છે એમ સઘળા મળી કુલ ૫૬ અંતરદ્વીપા જાણવા. તેને અંતરદ્વીપાના મનુષ્ય શામાટે કહીએ, હેઠળ.

સમુદ્ર છે અને ઉપર અધર દાઢામાં દ્વીપોમાં રહેનારા છે માટે અંતરદ્વીપાના મનુષ્ય કહીએ. સુખ અકર્મ ભુમીના જેવું.

## એકસો ને એક ક્ષેત્રના સમુર્છિમ મનુષ્ય ચૌદ સ્થાનકમાં ઉપજે છે તે કહે છે.

૧ ઉચ્ચારે સુવા, કહેતાં વડીનિતમાં ઉપજે, ૨ પાસવણે સુવા કહેતાં લઘુનિતમાં ઉપજે, ૩ ખેળે સુવા કહેતાં બળખામાં ઉપજે, ૪ સંઘાણે સુવા કહેતાં લીંટમાં ઉપજે, ૫ વંતે સુવા કહેતાં વમનમાં ઉપજે, ૬ પીતે સુવા કહેતાં લીલા પીળા પીતમાં ઉપજે, ૭ પુઇએ સુવા કહેતાં પરૂમાં ઉપજે, ૮ સોણીએ સુવા કહેતાં રૂધીરમાં ઉપજે, ૯ સુકકે સુવા કહેતાં વિર્યમાં ઉપજે, ૧૦ સુક્કા પોગળ પરી સાડીએ સુવા કહેતાં વિર્યાદિકના પુદગળ સુકાણા તે ફરી ભીના થાય તેમાં ઉપજે, ૧૧ વિગય જીવ કલેવરે સુવા કહેતાં મનુષ્યના કલેવરમાં ઉપજે, ૧૨ ઇથી પુરિસ સંજોગે સુવા કહેતાં સ્ત્રી પુરૂષના સંજોગમાં ઉપજે, ૧૩ નગરનિ ધમણેસુ વા કહેતાં નગરની ખાળોમાં ઉપજે, ૧૪ સવ્વે સુચેવ અસુઈ ઠાણે સુવા કહેતાં સર્વ મનુષ્ય સંબંધી અશુચી સ્થાનકોમાં ઉપજે એ ચૌદ સ્થાનકના નામ કહ્યાં અને ૧૦૧ ક્ષેત્રના સમુર્છીમ મનુષ્યના અપર્યાપ્તા એ સર્વે મળી કુલ ૩૦૩ ભેદ મનુષ્યના કહ્યા.

## ૧૯૮ ભેદ દેવતાના કહે છે તેમાં દશ ભવનપતિનાં નામ.

૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિજળુકુમાર, ૫ અગ્નીકુમાર, ૬ દ્વિપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દીશાકુમાર, ૯ પવનકુમાર, ૧૦ સ્થનિતકુમાર.

## પંદર પરધામીના નામ કહે છે.

૧ અંબ, ૨ અંબરિસ, ૩ શામ, ૪ સબલ, ૫ રૂદ્ર, ૬ વે-

રૂદ્ર, ૭ કાળ, ૭ મહાકાળ, ૯ અશિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુંભ, ૧૨ વાલુ, ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર, ૧૫ મહાઘોષ.

## સોળ વાણવ્યંતરના નામ કહે છે.

૧ પિશાચ, ૨ ભુત, ૩ જક્ષ, ૪ રાક્ષસ, ૫ કીન્નર, ૬ કીંપુરિસ, ૭ મહોરગ, ૮ ગંધર્વ, ૯ આણપન્ની, ૧૦ પાણપન્ની, ૧૧ ઇસીવાઈ, ૧૨ ભુઇવાઈ, ૧૩ કંદીય, ૧૪ મહાકંદીય, ૧૫ કોહંડ, ૧૬ પયંગદેવ.

## દશ જંભકાના નામ કહે છે.

૧ આણજંભકા, ૨ પાણજંભકા, ૩ લયણજંભકા, ૪ શયણજંભકા, ૫ વથ્થજંભકા, ૬ પુષ્પજંભકા, ૭ ફળજંભકા, ૮ બીયજંભકા, ૯ વિજ્જુજંભકા, ૧૦ અવિયતજંભકા.

## દશ જ્યોતિષીના નામ કહે છે.

૧ ચંદ્રમા, ૨ સુર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા, એ પાંચ ચળ તે અઢી દ્વીપમાં છે ને એજ નામના બીજા પાંચ સ્થિર તે અઢી દ્વીપ બહાર છે એ મળી દશ થયા.

## ત્રણ કિલ્વિષીના નામ કહે છે.

૧ ત્રણ પલિયા, ૨ ત્રણ સાગરીયા, ૩ તેર સાગરીયા.

## નવ લોકાંતિકના નામ કહે છે.

૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ વિન્હિ, ૪ વરૂણ, ૫ ગર્દતોયા, ૬ તોષિયા, ૭ અવ્યાબાધા, ૮ અગીચ્ચા, ૯ રિઠ્ઠા.

## બાર દેવલોકના નામ કહે છે.

૧ સુધર્મા, ૨ ઇશાન, ૩ સનંત કુમાર, ૪ માહેંદ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્સાર, ૯ આણંત ૧૦ પ્રાણંત, ૧૧ આરણ, ૧૨ અચ્યુય.

## નવ ગ્રૈવેયકના નામ કહે છે.

૧ ભદ્દે, ૨ સુભદ્દે, ૩ સુજાએ, ૪ સુમાણુસે, ૫ પ્રિયદંસણે, ૬ સુદર્શને, ૭ આમોહે, ૮ સુપડીબુદ્ધે, ૯ જશોધરે.

## પાંચ અનુત્તર વિમાનના નામ કહે છે.

૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજીત, ૫ સર્વાર્થ સિદ્ધ. સઘળા મળી ૯૯ જાતના દેવતા અપર્યાપ્તાને ૯૯ જાતના દેવતાના પર્યાપ્તા કુલ મળી ૧૯૮ ભેદ દેવતાના કહ્યા.

## ૪૮ ભેદ તિર્યંચના કહે છે.

૧ પૃથ્વી, ૨ પાણી, ૩ તેઉ, ૪ વાઉ એ ચાર સુક્ષ્મ ને ચાર બાદર એ આઠ થયા. એ આઠના અપર્યાપ્તા પર્યાપ્તા મળી સોળ થયા. વનસ્પતિના ત્રણ ભેદ—૨ સુક્ષ્મ, ૨ પ્રત્યેક ૩ સાધારણ એ ત્રણના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી, ૬ ભેદ થયા. બધા મળી ૨૨ ભેદ એકેંદ્રીયના થયા. ત્રણ વિકલેંદ્રી, ૧ બેઇંદ્રીય, ૨ તેઇંદ્રીય, ૩ ચૌરેંદ્રીય એ ત્રણના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ છ ભેદ અને પૂર્વના ૨૨ ભેદ મળી ૨૮ થયા.

૧ જળચર, ૨ થળચર, ૩ ઉરપર, ૪ ભુજપૂર, ૫ ખેચર એ પાંચ સમુર્છીમ ને પાંચ ગર્ભજ એ મળી ૧૦ ના અપર્યાપ્તા ને ૧૦ ના પર્યાપ્તા એ મળી ૨૦ કુલ મળી ૪૮ ભેદ તિર્યંચના કહ્યા.

## ચૌદભેદ નારકીના કહે છે.

સાત નરકના નામ—૧ ઘમા, ૨ વંશા, ૨ શિલા, ૪ અંજણા, ૫ રિઠા, ૬ મઘા, ૭ માઘવઈ, એ સાતના નામ કહ્યા. હવે તેના ગોત્ર કહે છે. ૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધુમપ્રભા, ૬ તમપ્રભા; ૭ તમતમાપ્રભા, આ સાત નરકના અપર્યાપ્તા, ને પર્યાપ્તા, એ ચૌદ ભેદ નારકીના કહ્યા.

